# અર્પણ

(મુક્તધારા છંદ)

સૃષ્ટિનાં સૌંદર્ય મેં કૈં દીઠાં, અનુભવ્યાં, ગાયાં,
એ તો તારી જ્યોતિ કેરાં કિરણો અનેક;
તેજબિંદુ તારાઓને વેરી વેરી વ્યોમ ભરે,
તોય રાત્રિ ચંદ્ર કેરો માગે અભિષેક;
ઉષા પૂરે પ્રભાતના ફુવાગ ઊડાને ભાનુ,
તેમ તારી ઓથે મેં આ ગાયાં મારાં ગાન:
જોયું કે ન જોયું તે તો જગતની આંખ જાણે,
વ્હાલી! હું તો પામ્યો તારા મોઘા ઉરસ્થાન.

ધરાતણાં વારિ શોષી ઇંદ્રધનુલીલા રચે,
મેઘ એવો અમી પાછું રેડે ધરાપાદ;
વ્યોમખાણે પાક્યાં રત્નો વ્યોમમાં સમાય, શોભે,
અંતરેજ ઉદ્ધરે છે અંતરના નાદ;—
પ્રાણભાગી સખી મારી! જીવનસોહાગી મારી!
સ્વાર્પણની મૂર્તિ' મારું અર્પણ આ અલ્પ:
દીધું તારું દઉં તને; કીધું તારું કહું તને:
ફળો તારે હૈયે સ્નેહસ્વપ્નના સંકલ્પ!

# પિછાન

કુલિકાની પિછાન કરાવવાની કશી જરૂર છે ? સર્વ સંસારી હૃદયોમાં મોડે વહેલે કોઇક કાળે ફૂલની એક અદ્ભુત કળી ફૂટે છે, અને આ સ્થૂળ જીવનમાં સ્વર્ગની મહેક મહેકાવી રહે છે. એ કળીનાં દર્શનમાં પ્રભુનાં દર્શનની દૂર દૂરની આકર્ષકતા છે, એ કળીના સુવાસ-માં પ્રભુના સ્નેહની પરોક્ષ પ્રતીતિ છે. પ્રિય વાંચક! એ દર્શન અને એ સુવાસ તને મુબારક હો !

કવિશિરોમણિ શેક્સપીઅરે કહ્યું છે તેમ પ્રણયી, કવિ અને દિવાનો—એ ત્રણે કલ્પનાભૂમિમાં ભમનારા છે, અને તેથીજ આ સાદી કથાના નાયકમા પણ એ ત્રણેના ગુણો ઓતપ્રોત છે. આ લાંબા ખંડકાવ્યમાં નાયક પોતાની પ્રેમકથા શરૂઆતથી છેવટ સુધી કહ્યો જાય છે. પ્રિયાદર્શનના જીવન પલટાવતા અદ્ભુત ચમત્કારથી માંડી, પ્રિયાનાં સૌંદર્ય અને વિલાસનાં અનેકાનેક ચિત્રો ચીતરતો ચીતરતો નાયક પોતાનું સમસ્ત જીવન પ્રિયાહૃદયના બંધનમાં પડીને અર્પણ કરે છે, અને આખી દુનિયાજ તેને પ્રિયામય લાગે છે. સ્વર્ગ-ના સુખ કરતાં સૌંદર્ય અને કવિતાના દુઃખ તેને વધારે મધુરાં થઈ પડે છે. તેનું સ્થૂળ જીવન અનંતકાળ જેટલું લાંબું હોત, તો યુગોના યુગો સુધી પ્રિયાનું હૃદય જીતવા તે ગાન ગાયા કરત, કારણ કે તેની પ્રિયા કાંઈ માત્ર બે ચાર વર્ષ પૂરતા કે લાંબામાં લાંબા મનુષ્યજીવન સુધીજ પૂગતા પ્રેમને યોગ્ય નથી; તેની પ્રિયાને તો અનંતકાળ સુધી અર્પણ થઈ શકે એવોજ બેહદ પ્રેમ દેવો ઘટે છે. મનુષ્યજીવનની મર્યાદા જોઇને નાયકનું હૈયું મુંઝાય છે. તેનું

સ્વર્ગ વહી જતું દેખાય છે, અને જે બાકી રહ્યું છે તેટલું યે ઝડપી લેવા તે તત્પર થાય છે. આખરે વિજયની ઘડી આવે છે, અને નાયક તથા તેની પ્રિયાનાં આકાશ એકમેકમા ઊંડા સમાઈ જાય છે. અમર પ્રેમના લહાવા પણ અમર છે. પ્રભુનો વિરાટ પ્રેમ જેમ અણુમાં ઉતરે છે, તેમ અણુની ટીકીમા પણ પ્રભુનું આખું જગત સમાઈ જાય છે. "પ્રેમમા સમાય તેજ પ્રભુમા સમાય," એ બધા તત્ત્વજ્ઞાનનું દોહન છે, અને એવા પ્રેમની આ દુનિયામા ઝાંખી કરાવવા માટે "પ્રભુના આશિષ સદા રહો વરસંત!"

આ ખંડકાવ્યની રચના માટે કાંઇક ખુલાસો કરવાને હું અહીં ઉચિત ધારું છુ. ઈ. સ. ૧૯૨૨ ના અંતિમ ત્રણ માસમા હું સખત માંદગી ભોગવતો હતો, તે વેળાએ આ કાવ્યની બે હજાર લીટી લખાઈ હતી. ત્યાર પછી ઈ. સ ૧૯૨૪ મા ભાવનગરમા ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાથી પાછો ફરતા હું ઘણો બીમાર પડ્યો હતો, અને ચાર માસ ઇસ્પીતાલમા રહ્યો હતો, તે અરસામાં બાકીની એક હજાર લીટી લખાતા આ કાવ્ય પૂર્ણ થયુ હતું. જે ઊંડી વેદના ભૂલાવવા માટે આ કાવ્યની પ્રેરણાના આનંદઘોષ એ દિવસોમાં ધસી રહ્યા હતા, તેમા પ્રભુના અમીમ સ્નેહનાજ પુણ્યદર્શન મને થયા હતા. આ કાવ્યની રચના સતત ધસારાબંધ વહી છે, અને તેથીજ જે છંદમા એ આખું કાવ્ય રચાયું છે તેનું નામ "મુક્તધારા" ગખ્યુ છે.

આ કાવ્યમા નાયકનું પ્રેમરટણ સતત રહેલું હોવાથી વર્ષના તમામ દિવસોમા ગાવા માટે તેની ૩૬૫ કડીઓ રચાયેલી છે. પ્રારંભથી અંત સુધીની કડીઓમા ભાવ અને વિચારની સળંગના અખંડ સચવાયેલી છે. જુદી જુદી પાદડીઓનાં રંગ અને ફોરમ સુસંબદ્ધ અને

સુમિશ્રિત છે, છતાં યે દરેક કડી પૂર્ણ રીતે સ્વતંત્ર અને સ્વાશ્રયિત છે, એટલે વાંચકને કોઈ પણ પાનું ઉઘાડતાં અને કોઈ પણ કડી વાંચતાં તે દરેક કડીમાંના ભાવ અને વિચાર તેમાં સંપૂર્ણપણે સમાયેલા જણાશે. સંસ્કૃત કાવ્યસાહિત્યમાં જેવાં "મુક્તક" લખાય છે, તેવીજ આ કાવ્યમાંની પ્રત્યેક કડી પણ છે...

હું દુનિયાની અનેક ભાષાઓનાં કાવ્યસાહિત્યના પરિચયમાં આવ્યો છું, અને તેના અભ્યાસના પરિણામ રૂપે અનેક સુંદર કવિઓની કવિતાઓના તથા તેમની અમૃતવાણીના ઊંડા સંસ્કાર મારા હૃદયમાં પડેલા છે. એ સર્વને હું કોઈ પણ રીતે મારા આત્માના ઉદ્‌ગારોથી વિભિન્ન કરી શકતો નથી. મનુષ્યના મનનું બંધારણજ તેના પૂર્વજોના સંસ્કારોથી અને તેની આસપાસના વાતાવરણથી ઘડાતું જાય છે, તેમાં કવિનું હૃદય તો અત્યંત કોમળ અને ગ્રહણશીલ હોવાથી તે અનેક અસરોની સુદઢ છાપ તળે ઘડાય છે. કવિતાની કળા જેટલી સર્જક તેટલી અનુકરણશીલ પણ છે, અને તેથીજ દુનિયાના મોટામાં મોટા કવિઓના કાવ્યોમાં જે પ્રગટ સામ્ય દેખાય છે તે અનિવાર્ય છે. કવિની શક્તિનું માપ કાઢતી વખતે વિવેચકે ખાસ જોવાનું છે કે કવિના આ અનિવાર્ય ગુણની પાર એની પ્રતિભા અને સર્જકતા ઝાઝી ઊડે છે કે નહીં. મનુષ્યની કલ્પનાઓ અને તેના વિચારોનાં બીજ તો મનુષ્યસૃષ્ટિમાં અનેકધા વેરાયેલા છે, અને આપણે બારીકીથી જો જોવા જઇશું તો જણાશે કે કવિની કોઈ પણ કલ્પના કેવળ નવીન કે મૌલિક નથી. જે નવીનતા કે મૌલિકતા છે તે તેને નવીન રીતે દર્શાવવામાં છે, અને એમાજ કવિની સર્જકતા અને સફળતા છે. ચીતારાની માફક કવિની પાસે પણ અનેક રંગો તૈયાર પડેલા છે, પણ એ રંગોની ખાસ નવી છાયા અદ્દભુત મિશ્રણકળાથી ઉત્પન્ન કરવામાં

અને એ રંગોની યથોચિત વ્યવસ્થા પોતાની પીંછીથી કરીને નવુંજ ચિત્ર બનાવી બનાવવામાં કવિની કળાની નવીનતા અને સાર્થકતા રહેલી છે.

મારા હૃદયમાં પડેલા એવા ઊંડા સંસ્કારો જે મારી કવિતામાં તેની રચના વેળાએ સ્વાભાવિક રીતે પ્રતિબિમ્બિત થયા છે, તેને મેં આનંદથી સ્થાન આપ્યું છે. દુનિયામાં હજારો વર્ષોથી કવિવારસો ઉતરતો આવ્યો છે, અને જો મારા હૃદયમાં કવિતા ફોરતી હોય તો તેને એ કવિવારસાનો હક છે. એ વારસાનો ભોગવટો હું માત્ર મારાજ આનંદને માટે એકલો કરતો નથી, પણ તે મારી પ્રિય ગુર્જર કાવ્યદેવીને ચરણે ધરીને તેને અનેકવિધ શણગારવાની હું ઊંડી અભિલાષા રાખું છું. એ દેવીની વાટિકામાં તેની ભૂમિ અને તેના વાતાવરણને યોગ્ય જે જે સુંદર ફળફૂલના રોપાઓ મારા પરદેશ-વિહારમાં મને મળી આવ્યા તે તે સર્વને મેં આનંદથી રોપ્યા છે, અને તેઓને મારા હૃદયના રુધીરથી સીંચીને ઉછેર્યા છે. કવિકાના નાયકના શબ્દોમાં કહું તો

> " અગણિત સૂર્યો અને નક્ષત્રોનાં વિશ્વ વિશ્વે
> મહા ધૂમકેતુ શો હું ઘૂમી વળ્યો આજ;
> ઠામઠામથકી જ્યોતિ ભરી ભરી લાવ્યો ગોતી,
> ભર્યું છે અખુટ મારૂં પાત્ર તારે કાજ ! "

આ કાવ્યમાં ઇંગ્લાંડ, અમેરીકા, યુરોપ, હિંદ આદિ દેશોની અનેક ભાષામાંનાં કાવ્યોનાં અનુસરણ, અનુકૃતિ કે અનુવાદ રસિક વાંચકને બહુ ઠેકાણે જડી આવશે. એ સર્વ યોગ્ય સ્થળે અને યોગ્ય કાળે આ કાવ્યની રચનામાં જેમ જેમ સ્ફુરતાં ગયાં તેમ તેમ કશા પણ સંકોચ વગર તેઓને સ્થાન આપ્યું છે. એ લખાતી વેળા મૂળ કાવ્યો મારી પાસે હતાં નહીં, એટલે માત્ર સ્મરણમાં તેઓની જેટલી

છાયા હતી અને તેઓના જેટલા સંસ્કાર પડેલા હતા, તેટલું તેઓનું પ્રતિજીવન અહીં ઉદ્‌ભવવા પામ્યું છે. આ સર્ગમાં કવિનો પોતાનો રસ કેટલો અને કેવો વહ્યો છે તેની તુલના કરવાનું કામ રસિક વાંચક-'નું છે. શણગાર સજાવવામાં જે કળા, રસિકના અને નવીનતા છે તે સણગારને ચુંથી જોવામાં નથી, એ કહેવાની શું અહીં અગત્ય છે ?

એક રસિક મિત્રે આ ખંડકાવ્ય વાચીને કહ્યું છે કે એ તો Love's Encyclopoedia–પ્રેમનો સર્વકોષ–છે. આ વચનમા અનેક ધ્વનિઓ છે, અને તે આ કાવ્યને અનેક રીતે લાગુ પાડી શકાશે. ભાલણ અને નરસિંહ મહેતાથી માંડીને છેક આજ સુધીના ગુર્જર કવિઓએ શૃંગારરસમાં અનેકવિધ ગાન ગાયાં છે, છતાં આ " કલિકા " માંના ભાવ, ઉલ્લાસ અને કલ્પનાનો રસ આરોગતાં વાચકને પોતાના હૃદયમાં અણુજોયેલી અનેક નવી ભૂમિનાં દર્શન થશે. જ્યાંસુધી મનુષ્યહૃદય છે, ત્યાંસુધી મનુષ્યહૃદયની એ કથા કવિઓ નવી નવી રીતે ગાયાજ કરવાના. પ્રભુના જેટલોજ પ્રેમ પણ અનંત છે, કારણ કે પ્રભુ પોતેજ પ્રેમ છે.

આ કાવ્યમા વપરાયેલા છંદની રચના પ્રયત્નબંધ છે, અને તેનો પ્રસ્તાવ જૂદા લેખથી કીધો છે. છંદનું મૂળ જૂનું છે, પણ તેમાં આજ સુધી અણદીઠા રહેલા પ્રયત્નતત્ત્વને પ્રકાશ આપી ગુજરાતી પદ્યમાં પણ પ્રયત્નબંધ આવી શકે છે, અને તેજ મારા વિચાર પ્રમાણે આપણી ભાષાના પ્રાણને વધારે અનુકૂળ છે, તે સ્પષ્ટ રીતે આ કાવ્યની રચનામાં બતાવાયું છે. વળી આ આખું લાણું ખંડકાવ્ય એકજ છંદમાં લખાયું છે, પણ તેની રચનારીતિમા એવા પલટા રાખેલા છે, કે તેથી તેમા એકતાનતાનો ભય રહેતો નથી. ગુર્જર કાવ્યસાહિત્યમાં હજી ઘણા પ્રદેશ અણખેડાયેલા રહેલા છે, અને કવિઓનો તો ધર્મ છે કે

તેઓએ પોતાની નિત્યનવીન કળાથી નવનવા પ્રદેશો ખેડીને તે સર્વને ફળફૂલથી પ્રફુલ્લિત બનાવવા.

ઇંદ્રધનુના પલક પ્રકાશીને સહજ ઊડી જતા અપૂર્વ સૌંદર્યને ઝડપી લઇને પૃથ્વી પર ઉતારી જગતમા તેને સ્થાયી કરીને સતત આનંદ વેરતું કરવાની કવિઓ અને કળાવિધાયકોની અમર આકાંક્ષા હોય છે. એ આકાંક્ષાને પૂરવામાજ તેઓના જીવનની ગતિ વહે છે. એ આકાંક્ષા આખર સુધી અણપૂરીજ રહે છે, છતા એના પરિણામ રૂપે જગતને અનેક સુંદર ચિત્રો મળે છે, અને તેમા તેને એ ઊંડા સૌંદર્યતત્ત્વની અનેક અધુરી–મધુરી ઝાંખી થાય છે એ સૌંદર્યને ઝડપવા જતા તેમા જે કટુતા અનુભવવાની છે, તથા એ કટુતામાથી-જ જે ઊંડી ઊંડી ઝરી રહેતી સ્નિગ્ધ્યાખી મધુરતાની મજેદારી ઊડાવ-વાની છે, તેની રસતુલાને સમતોલ રાખવામાંજ એ કવિ–આત્માની કસોટી છે ઇશ્વર કરો કે આ કાવ્યના વાચકો એ સૌંદર્યના માધુર્ય-ભાગીજ બનો ' અસ્તુ

અરદેશર ફરામજી ખબરદાર

માઉંટ રોડ, મદ્રાસ.
તા. ૨૫-૧-૧૯૨૬

# ગુજરાતી પદ્યમાં પ્રયત્નબંધ

અંગ્રેજી અને બીજી પાશ્ચાત્ય ભાષાઓના પરિચયમાં જ્યારથી આપણે આવ્યા છીએ, ત્યારથી આપણા કવિઓએ ગુજરાતી પદ્યશાસ્ત્રમાં સુધારો વધારો કરવા કંઈ કંઈ પ્રયોગો કીધા છે. છેક કવિ નર્મદના વખતથી ગુર્જર કાવ્યદેવીનાં ઝાંઝર સાંકડાં લાગવાની ફરિયાદ ચાલુ છે. કોઈએ એ ઝાંઝર તદન તોડી નાખી ફેંકી દીધાં છે, તો કોઈએ એને વધારે મોકળાશભર્યાં અને હળવાં કરવાના પ્રયત્નો કીધા છે. એ સર્વ પ્રયત્નો અને પ્રયોગોમાંથી એક વાત સહેજે તરી આવે છે, કે જૂની સંસ્કૃત પદ્યશાસ્ત્રની ધાટી પર આપણી ગુજરાતી કવિતાઓ હજી સુધી રચાય છે, તેમાં કવિઓને કાંઇક પ્રતિકૂળતા કે અસ્વાભાવિકતા, સંકડાસ કે ભાષાના શબ્દોના સ્વાભાવિક ઉચ્ચારની વિલક્ષણતા આદિ અનેક ત્રુટીઓ એ રચનાબંધમાં અનુભવાય છે. કેટલાક કવિઓ અને વિવેચકો માત્ર રૂઢિનેજ વળગી રહેવામાં માન જળવાયેલું માનતા હોવાથી એ વિચિત્રતા અનુભવતાં છતાં એજ પદ્ય રૂઢિને વળગી રહે છે, અને તેમા ફેરફાર કરવાની કે સૂચવવાની ધૃષ્ટતા કોઈ કરે તો તેનો ઉપહાસ કરવામાં તેઓ પોતાનું મહાકર્તવ્ય સમજે છે.

બીજાઓના અનુભવની વાત બાજુએ રાખતાં હું અહીં મારા પોતાનાજ અનુભવની વાત કરવાનું યુક્ત ધારૂં છું. જ્યારથી હું ગુજરાતી કવિતા સાભળતો કે વાંચતો આવ્યો છું. ત્યારથી મને તેના ઉચ્ચારણમાં કોઇક અસ્વાભાવિક વિલક્ષણતા જણાતી આવી છે. માત્રામેળ છંદમાં જે કવિતાઓ લખાયેલી છે, તેમાં આ અસ્વાભાવિકતા ઘણી સ્પષ્ટપણે વ્યક્ત થતી નથી, પણ અક્ષર-

મેળ છંદોમા તો એ વિલક્ષણતા બહુજ છતી થાય છે. રૂપ-બંધ છંદોમાં ગણમાપ અને યતિઓ પૂરેપૂરા સાધ્યા છતા પણ જ્યારે એ છંદની પંક્તિનું ઉચ્ચારણ આપણે સ્પષ્ટ રીતે તેવાજ સંસ્કૃતમાં લખાયેલા છંદ પ્રમાણે કરવા જઇએ છીએ, ત્યારે આપણે જાણે આપણી શુદ્ધ ગુજરાતી ભાષા નહીં પણ ગુજરાતી અને સંસ્કૃત એ ઉભય ભાષાઓ ભળેલી કોઈ બીજીજ વિચિત્ર ભાષાના ઉચ્ચારો કરતા હોઇએ એવું લાગે છે. એ વિલક્ષણતા ઉપર આંખ આડા કાન કરવામા કશી સાર્થકતા નથી એ સ્થિતિ સ્વીકાર્યેજ છૂટકો છે. જે અક્ષરો અને શબ્દો સંસ્કૃતમા છે તેજ અક્ષરો અને શબ્દો ગુજરાતીમા વપરાયા છતા, અને છંદોના ગણમાપ પણ દેખીતી રીતે સરખા હોવા છતા, આ ઉચ્ચારની વિલક્ષણતા આ બંને ભાષાઓના પ્રચલિત થયેલા જૂદા જૂદા ઉચ્ચારોને લીધે પ્રત્યક્ષ પ્રગટ થાય છે, એટલે જે છંદોનું વહન સંસ્કૃતમા કર્ણપ્રિય અને સરળ લાગે છે, તેઓનું વહન ગુજરાતીમા આ રીતની સ્પષ્ટ કર્કશતા અને વિચિત્રતા ઉત્પન્ન કરે છે. એ ભેદનું મૂળ સમજી શકાય તેમ છે.

સંસ્કૃત ભાષામાં શબ્દોની તમામ શ્રુતિઓ સંપૂર્ણ અને સ્પષ્ટ રીતે બોલાય છે, ત્યારે ગુજરાતીમા એજ શબ્દોમાની કેટલીક શ્રુતિઓ ગુજરાતી ભાષાના ઉચ્ચાર નિયમોને આધારે લુપ્ત અથવા અસ્વરિત, લગભગ શુદ્ધ વ્યંજન જેવી બોલાય છે. ઉદાહરણથી આ વાત વધુ સ્પષ્ટ કરીશું. સંસ્કૃત શબ્દો પ્રચાર, ઉભય, અદ્ભુત, મધ્ય-મયના, કૂજન, ગાન, આદિના તમામ અક્ષરો કે શ્રુતિઓ સંપૂર્ણપણે ઉચ્ચારાય છે, ત્યારે એજ શબ્દોને ગુજરાતીમા ઉચ્ચારતા એમાના ર, ય, ત, લ, ન, ન, અનુક્રમે લુપ્ત હોવાથી લગભગ વ્યંજનના જેવા તેઓના ઉચ્ચાર થાય છે. સ્પષ્ટજ છે કે એ શબ્દોના ઉચ્ચારણમા આવેલા

ઉઘાડો ભેદ હોવાથી એજ શબ્દો સંસ્કૃત છંદોમાં જ્યારે સ્થાન પામે છે ત્યારે તેઓના ઉચ્ચાર ગુજરાતી જેવા કરવા જઇએ તો છંદનો લય ભંગ થાય છે, અને ગુજરાતીમાં લખાયેલા એજ છંદોમાં તેઓના ઉચ્ચાર સંસ્કૃત જેવા કરવા જઇએ તો આપણે આપણી શુદ્ધ ગુજરાતી ભાષા બોલતા નથી એવું સમજાય છે. માત્રાબંધ છંદોમાં આ વિલક્ષણતા એટલી બધી છતી થતી નથી, કારણ કે તેમાં જો માત્રા, તાલ અને યતિના નિયમો સચોટ કર્ણશુદ્ધિથી સચવાયા હોય, તો આ શાંત સ્વરોને બહુ ભાર સાથે બોલવાની ખાસ જરૂર રહેતી નથી, પણ રૂપબંધમાં તો દરેક શ્રુતિનો ઉચ્ચાર સંપૂર્ણપણે થાય તોજ લયશુદ્ધિ રહે છે.

માત્રાબંધ અને રૂપબંધ છંદોમાં આ વિલક્ષણતા છે, તો અક્ષરબંધ છંદોમાં તો ઉચ્ચારો ઘણાજ વિપરીત થાય તેમાં નવાઈ નથી. અક્ષરબંધ છંદમાં માત્ર અક્ષરનીજ ગણના હોય છે; તેમાં સંધિ અને યતિની યોજનાઓ છે, પંક્તિમાં કદાચ કોઈ અક્ષર લઘુ કે ગુરુજ જોઇએ એવું પણ બંધન છે, છતાં ગુજરાતીમાં જ્યારે એવો અક્ષરબંધ માત્ર એટલાજ નિયમો પાળીને લખાય છે, ત્યારે તે છંદ ઉચ્ચારણમા તો ઘણોજ વિપરીત લાગે છે. ઉદાહરણ તરીકે આપણે સાદામાં સાદો અનુષ્ટુપ્ છંદ લઇશું. એની પંક્તિમાં ૫-૧૩-૧૫ અક્ષરો લઘુજ જોઇએ, તેમજ ૭-૮-૧૬ અક્ષરો ગુરુજ જોઇએ; બાકીના બીજા લઘુ કે ગુરુ ગમે તે હોય તે ચાલે; ચોથે આઠમે યતિ જોઇએ, પછી અગ્યારમે કે બારમે અક્ષરે યતિ જોઇએ. આ મર્યાદાઓ પાળવા છતાં ગુજરાતી ભાષામાં અનુષ્ટુપ્ લખાય છે ત્યારે તેના ઉચ્ચાર અગુજરાતી થાય છે. બંધન વગરના બાકીના બધા અક્ષરો જો ગુરુ હોય તો આ વિપરીતતા બહુ જણાતી નથી, કારણ કે તેની શ્રુતિઓ

સ્વાભાવિકપણે સંપૂર્ણજ થાય છે, પણ જ્યાં લઘુ અક્ષર અસ્થાને આવી જાય છે, ત્યાં તો ઉચ્ચાર અગુજરાતીજ થાય છે. ઉદાહરણ તરીકે

"ફરતા ફરતા આવ્યો એક માલતિમ ડપ"

એ કાન્તનો અનુષ્ટુપ્ વાચતા "ફરતા ફરતા" એ શબ્દોની બધી શ્રુતિઓ સંપૂર્ણપણે બોલવા જતા, તેનો ઉચ્ચાર બંને ઠેકાણે "ર" સંપૂર્ણજ બોલાતા, અગુજરાતીજ થાય છે, કારણ કે એ "ર" લઘુ છે, અને આપણે "ફ" શ્રુતિજ સંપૂર્ણ સ્વર સાથે બોલતા હોવાથી તે "ર"નો જે સ્વાભાવિક ઉચ્ચાર છે તેથી વિપરિત ઉચ્ચાર ઉપરથી પરિણામ સ્પષ્ટ રીતે થાય છે. વળી છેલ્લા શબ્દ "મડપ"મા 'પ' સંસ્કૃતની જેમ સંપૂર્ણ સ્વર સાથે બોલવો પડે છે, તેનો ઉચ્ચાર તો વળી વિશેષ વિચિત્ર થાય છે

આ બધી ખટકો વર્ષો સુધી મને મારી કવિતારચનામા ખટકયાજ કીધી છે એ માટે ઊંડો વિચાર કરતા મને એવું જણાયું કે આપણા ભાવનું, નરસિંહ આદિ જૂના કવિઓએ મોટે ભાગે દેશી રાહો ને પદોમા જે કવિતાઓ રચી છે, તેમા તેઓ અક્ષર કે માત્રા ઉપર આધાર ના રાખતા માત્ર શબ્દોના શુદ્ધ ગુજરાતી ઉચ્ચારોનેજ પ્રાધાન્ય આપી તાલના નિયમનેજ અનુસરીને પોતાની કવિતાઓ લખી છે નરસિંહ મહેતામાથી ઉદાહરણ લઇએ

"ભાવતા બોલ્ય ભાવ ધરીને વહાલા કાજે કરીએ રે"
'સખી મળીને પિયુ અવલોક દરિ પેખતા મંદિર આવ્યા"

આ પક્તિઓમા "ભાવતા"નો 'વ' અને "પેખતા"નો 'ખ' એ બંને લઘુ સ્વરો હોવાથી તે હ્રસ્વ, વ્યંજન જેવા, બોલાય

છે; તેમજ ન, વ, વ અને ર, એ અક્ષરોમાંના સ્વરો પણ શાંત હોઈ વ્યંજન જેવાજ ઉચ્ચારાય છે, અને પંક્તિના લયમાં કશો ભંગ પડતો નથી.

ગુજરાતી સાહિત્યમાં પ્રેમાનંદના કાળ સુધી કવિતાઓ પદ, ગરબી, આદિ દેશી રાહોમાં લખાઈ, પણ પછી સંસ્કૃત શાસ્ત્રીઓ અને પુરાણીઓનો ગર્વ તોડવા પ્રેમાનંદે પોતાના શિષ્યમંડળ સાથે સંસ્કૃત વૃત્તોમાં ગુજરાતી કવિતા કરવાનો ગંભીર પ્રયત્ન આદર્યો, અને શામળ-ભટ, વલ્લભ, રત્નો આદિ કવિઓએ એ પ્રચાર વધાર્યો. કવિ દલ-પતરામે અને નર્મદાશંકરે એ પ્રચારને તેથી યે વધુ વેગવાન કર્યો. આધુનિક કવિતામાં તો શિખરિણી, મંદાક્રાતા, અનુષ્ટુપ્, શાર્દૂલવિક્રીડિત, પૃથ્વી આદિ અનેક સંસ્કૃત વૃત્તો મોટે ભાગે લખાવા માંડયા, અને એવી રીતે ગુજરાતી કવિતા આ છંદોમાં અગુજરાતી ઉચ્ચારોના બંધનમાં જકડાઈ પડી. એના પરિણામ રૂપે ગુજરાતી પદ્યશાસ્ત્રમાં ભંડખોર પેદા પડયા, અને પદ્યશાસ્ત્રના તથા ખરી કવિતારચનાના નિયમ માત્ર તોડી વછોડી નાખવાના પ્રયત્નો અને પ્રયોગો થયા.

આ સર્વ વાતનો વિચાર કરતા એમ લાગે છે કે ગુજરાતી પદ્યશાસ્ત્રમાં શ્રુતિઓની આંકણી કોઈ નવા ધોરણ કે નિયમ ઉપર કરવી જોઇએ. ગ્રીક અને લાટિન ભાષાઓમાં સંસ્કૃતની જેમ લઘુ ગુરુ શ્રુતિઓ ( quantities ) સ્પષ્ટ રીતે ઉચ્ચારાય છે, અને એ ભાષાઓના શબ્દોમાં પણ પ્રયત્નતત્ત્વ ( accent ) અંગ્રેજીના જેવું સ્પષ્ટ અને નિશ્ચિત નથી. એટલે એ ભાષાઓમાં સંસ્કૃત પદ્યની જેમ લઘુ ગુરુનીજ યોજના તાલ ( ictus ) અને યતિ ( caesura ) સાથે થાય છે. સંસ્કૃત શબ્દોમાં પણ વૈદિક કાળમાં ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત જેવા પ્રયત્નોનું તત્ત્વ હતુ, એટલે તે વેળાના સાદામાં સાદા

અક્ષરબંધ છંદોમા જે ઋચાઓ અને મંત્રો રચાતા હતા, તેમા એ પ્રયત્નોજ પદ્યના લયના નિયામક તત્ત્વો હતા. ધીમે ધીમે એ પ્રયત્નો ભૂલાતા ગયા, અને પછી મહાકાવ્યોના કાળમા લઘુ ગુરુના રૂપ ઉપર પદ્યનું બંધારણ બંધાયુ અને તે પછીના કાળમા પૂર્ણપણે ખીલ્યુ પણ સંસ્કૃત ભાષા પ્રજાવર્ગમાથી બોલાતી બંધ પડી, અને પ્રાકૃત ભાષા માથી આજની હિંદની ઘણીખરી ભાષાઓના નવા સ્વરૂપો ધીમે ધીમે ઘડાયા, તેમા મૂળ સંસ્કૃત શબ્દો તત્સમ તરીકે રહ્યા છે અને વપરાય છે, તે સર્વના ઉચ્ચાર એ ભાષાપુત્રીઓની પૃથક્ પૃથક્ વિ-શિષ્ટતા પ્રમાણેજ થાય છે એ વિશિષ્ટતાના નિયમો પ્રમાણે તત્સમ, તદ્દભવ કે દેશ્ય, એ તમામ શબ્દોના ઉચ્ચાર નીચે પ્રમાણે થાય છે, અને એ માટે સદ્ગત વિદ્વાન રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના " બૃહદ્ વ્યાકરણ " મા સ્પષ્ટ ઉલ્લેખ કીધેલો છે, તે લગભગ તેમનાજ શબ્દોમા ઉતારૂં છુ

૧. બધી દેશી ભાષાઓમા ઉપાત્ય સ્વર પર ભાર ( accent ) પડે છે.

૨ આપણી ગુજરાતી ભાષામા સ્વરભાર–પ્રયત્ન–હમેશ શબ્દના આદિ સ્વર પર પડે છે, અને શબ્દ મોટો હોય તો આદિ સ્વર પર અને બીજા સ્વર પર એમ બે ભાગ પર ભાર પડે છે. આ સ્વરભારને લીધે અંત્ય ' અ ' અને મોટા શબ્દોમા તેની સાથે વચલો ' અ ' પણ અનુચ્ચરિત રહે છે

૩ ત્રણ અક્ષરવાળા વિશેષ નામો કે સામાન્ય નામો હોય, તે પણ જ્યારે સંબોધન તરીકે ઉચ્ચારાય છે, ત્યારે સ્વરભાર ઉપાત્ય સ્વર પર પડે છે

આ ઉપરથી હવે ખુલ્લુ સમજાશે કે આપણી ભાષામા પ્રયત્ન સ્વરિતત્વ કે સ્વરભાર છે, અને એના પરિણામ રૂપે શબ્દોમા આવતા અકાર ચોક્કસ નિયમોને આધીન બની શાત રહે છે. એ નિયમો પણ, ઉપલાજ વ્યાકરણને આધારે, નીચે પ્રમાણે છે ·

૧ શબ્દને અંતે આવેલો અકાર શાત છે :

ઉદાહરણ તરીકે–મ ણસ, ઘર ગાંઠ, વેર, પ્રીતમ
અહીં ત્રિસ્વરી શબ્દોમા પહેલી ને બીજી શ્રુતિ પર પ્રયત્ન છે, અને દ્વિસ્વરીમા પહેલી શ્રુતિ પર છે તમામ અત્ય અકાર શાત છે

૨ સમાસના અવયવને અંતે અકાર શાત છે

ઉદાહરણ તરીકે—રાજપુરુષ, દેવમંદિર, ઘરકારભાર
અહીં પ્રથમ બે શબ્દોમા પહેલી, ત્રીજી ને ચોથી શ્રુતિ પર પ્રયત્ન છે, અને ત્રીજા શબ્દમા પહેલી, ત્રીજી ને પાચમી શ્રુતિ પર છે અવયવોના અકાર (જ ષ, વ તથા બધા ર) શાત છે

૩. પ્રત્યય પર છતા અગને અંતે આવેલો અકાર શાત છે

ઉદાહરણ તરીકે—લખવું, બોલવું, પિરસવું, વિચારવું, ટપકવું
આ શબ્દોમા પહેલી અને છેલ્લી શ્રુતિ પર પ્રયત્ન છે, તેમજ ચોથા, પાચમા ને છઠ્ઠા શબ્દોમા બીજી શ્રુતિ પર પણ પ્રયત્ન છે અગના અત્ય અકાર બધા શાત છે

૪ ત્રિસ્વરી શબ્દમા વચ્ચે 'અ' હોય અને અને 'અ' ન હોય તો વચલો અકાર શાત છે

ઉદાહરણ તરીકે—કતરો, પોટલુ કપડુ, જમના, આપણુ
આ શબ્દોમા પહેલી શ્રુતિ પર મુખ્ય પ્રયત્ન છે અને ત્રીજી શ્રુતિ પર ગૌણ પ્રયત્ન છે વચલા અકાર બધા શાત છે

૫. ચતુઃસ્વરી શબ્દમાં બીજો ને ચોથો અકાર શાંત છે:

ઉદાહરણ તરીકે—ગંઠુબંદ, મંસુલતુ, ખંડુતજુ, રંસુધર.
આ શબ્દોમાં પહેલી અને ત્રીજી શ્રુતિ પર પ્રયત્ન છે. બીજી ને ચોથી શ્રુતિના અકાર શાંત છે. 'પ્રવચનુ' એ ચતુઃસ્વરી છતાં સંયુક્ત શબ્દ હોવાથી તેને એ નિયમ લાગુ પડતો નથી, પણ પહેલો નિયમ લાગુ પડે છે.

૬. પંચસ્વરી શબ્દમાં બીજો ને ચોથો અકાર શાંત છે, પણ અંત્ય સ્વર અકાર હોય તો બીજો ને પાંચમો અકાર શાંત છે:

ઉદાહરણ તરીકે—પરવડવું, સીનુડાવવું, સરખાવવું, સીવુડામણુ.
અહીં પ્રથમ ત્રણ શબ્દોમાં પહેલી, ત્રીજી ને પાંચમી શ્રુતિ પર પ્રયત્ન છે, એને બીજી ને ચોથી શ્રુતિના અકાર શાંત છે. પણ ચોથા શબ્દમાં પહેલી, ત્રીજી ને ચોથી શ્રુતિ પર પ્રયત્ન છે, કારણ કે બીજી ને પાચમી શ્રુતિના અકાર શાંત છે.

આ લાંબા વિવરણ ઉપરથી સમજાશે કે આપણી ભાષામાં પણ આ અકારના શાંત ઉચ્ચારને લીધે પ્રયત્નતત્ત્વ સ્પષ્ટ રીતે વણેલું છે. અંગ્રેજીમાં પણ ઝીણવટથી તપાસતા એવું માલમ પડે છે કે શબ્દોમાં મુખ્ય પ્રયત્ન તે તે શબ્દના અર્થને મુખ્ય રીતે પોષનાર મૂળ ધાતુવાળી શ્રુતિ પરજ પડે છે, અને લાંબા શબ્દોમાં મુખ્ય પ્રયત્નવાળી શ્રુતિથી ત્રીજી શ્રુતિઓ પણ અનુક્રમે સ્વરિત રહે છે. આપણી ભાષામાં શાંત અકાર જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં તેની આગલી શ્રુતિ પર પણ પ્રયત્ન આવે છે. એ રીતે જોતાં આપણી ભાષાનાં શબ્દોમાં પ્રયત્ન ક્યાં ક્યા ને કેમ પડે છે, તેના ઉપર વર્ણવ્યા નિયમોનું દોહન કાઢવું કઠણ નથી. એમાં મુખ્ય પ્રયત્ન તો

**શબ્દની પ્રથમ શ્રુતિ પરજ પડે છે; પછી જે જે શ્રુતિમાં ગુરુસ્વર હોય અથવા જેની પાછળનો અકાર શાંત હોય તે તે શ્રુતિ પર પણ ગૌણ ( Secondary ) પ્રયત્ન આવે છે.** આ પ્રયત્નનો ઉપયોગ આપણે ગુજરાતી પદ્યશાસ્ત્રમા પણ સ-વિવેક કરવા માંડીએ, તો આપણે અનેક પ્રયત્નબંધ છંદો બનાવી શકીએ, અને તેથી એ છંદો આપણી ભાષાના પ્રાણને તથા તેના ઉચ્ચારનિયમોને સર્વ રીતે અનુકૂળ અને સ્વાભાવિક થઈ પડે પ્રયત્નનું તત્ત્વ ઉપયોગમા આવતા લઘુગુરુના નિશ્ચિત સ્થાનો રાખવાની અગત્ય નીકળી જશે, અને ભાષામાંના લગભગ તમામ શબ્દોને, વિચારનો કે કલ્પનાનો કશો પણ ભોગ આપ્યા સિવાય, કોઈ પણ ચતુર કળા વિધાયક એવા પદ્યબંધમા વાપરી શકશે

આપણી ભાષામા ઉપર લખ્યા પ્રમાણે શાંત અકાર હોવાથી જે શબ્દો માત્ર બે લઘુ શ્રુતિના કે તેથી વધારે લઘુ શ્રુતિના છે, તેમાંનો છેલ્લો અકાર શાંત હોય, તો તેની આગલી લઘુ શ્રુતિ થડ-કાઇને સહેજે ગુરુ જેવી બને છે. દાખલા તરીકે—પશુ, કળ, મન અનન, અધમ, જેવા શબ્દોમા અંત્ય શાંત અકારની આગલી શ્રુતિ થડકાતી લાગે છે, અને તેથી તે શ્રુતિ ગુરુ જેવી સંભળાય છે. એજ ગૂઢ કારણને લીધે રા. રા. નાનાલાલ કવિએ તેમજ રા. રા બળવન-રાય ઠાકોરે એ ઉચ્ચારની વિલક્ષણતાનો આશ્રય લઇને ઘણા રૂપબંધ છંદોમા એક શુદ્ધ ગુરુ શ્રુતિને બદલે આવી બે લઘુ શ્રુતિઓ ગુરુ તરીકે કામમા લીધી છે, અને તેની સામે આપણી ભાષામાંના પ્રયત્ન-તત્ત્વનો સ્વીકારજ નહીં કરવાનો આગ્રહ રાખનાર આપણા સમર્થ પુરાણા વિવેચક રા. રા નરસિંહરાવ દીવેટીયાએ સખત વિરોધ દર્શાવ્યો છ. જેમ રા રા. નાનાલાલે તથા રા. રા. ઠાકોરે એક ગૂઢ

તત્ત્વને પ્રાધાન્ય આપ્યુ તેમા સત્યાશ છે, તેમજ રૂપબંધ છંદોમા શ્રુતિઓ લઘુ ગુરુ સ્પષ્ટ અને સંપૂર્ણ જોઇએ એ નિયમને દૃઢતાથી પળાવવાના સદાગ્રહી રા રા નરસિંહરાવના વિરોધમા પણ સત્યાશ છે, પણ એ ઝઘડાનું મૂળ બીજાજ અશમા રહેલુ હોવાથી જો આપણી ભાષામા અક્ષર શ્રુતિઓ સાથે પ્રયત્ન સાચવીને પ્રયત્નબંધ છંદો રચવામા આવે તો બધી સરળતા થઈ જાય, અને ગુજરાતી પદ્ય પોતાના આત્માના સંપૂર્ણ તેજમા અને સ્વતત્રતામા, અંગ્રેજી પદ્યના જેવુજ, ઝળી રહે

ઉપલા નિયમોને વશ રહીને ગુજરાતી પદ્યમા પ્રયત્નબંધ છંદ બનાવવા મેં પ્રયાસ આદર્યો, અને તે માટે મારી પહેલી નજર આપણા જૂના કવિત અથવા મનહર છંદ પર પડી. હિંદીમા આ અક્ષરમેળ છંદ ઘણોજ પ્રચલિત છે, અને ભાટ ચારણોનો તો એ બહુ પ્રિય છંદ છે. એનીજ ઉપરથી ગુજરાતીમા પણ કવિ દલપતરામે અને તેમના અનુયાયીઓએ એ છંદનો સારી પેઠે ઉપયોગ કીધો છે. મેં પણ મારી કાવ્યરચનાના આદ્ય પ્રયાસોમા એજ છંદનો પુષ્કળ ઉપયોગ કર્યો હતો પણ એ છંદનો ઉપયોગ હિંદીમા ને ગુજરાતીમા અક્ષરમેળ છંદ તરીકે જૂનીજ રીતે ને જૂનાજ નિયમ પર થયેલો છે, અને તેથી એ છંદમાની પ્રત્યેક શ્રુતિ અક્ષરબંધને અનુસરીને સંપૂર્ણ બોલવી પડતી હોવાથી ઉપર જણાવ્યું છે તેમ તેમાં શબ્દોના ઉચ્ચાર અગુજરાતી કરવા પડે છે વળી શબ્દોના પ્રયત્નતત્ત્વને માન ના આપવાથી—કે તેની પિછાનજ ના હોવાથી—બહુ વેળા કવિ દલપતરામ જેવા છંદ નિયમોને અતિ ચીવટાઇથી પાળનારા અને છંદોસ્થને અન્ય સ્થળોએ જરા પણ ના તોડનારા કવિને હાથે પણ એ મનહર છંદમા એવી રચના થઈ છે કે તેથી આપણી કોમળ કર્ણશુદ્ધિને આઘાતજ

પહોંચે. ઉદાહરણ તરીકે એમનાજ કાવ્યમાંથી નીચે ઉતારો આપું છું, તે આ વાત સ્પષ્ટ કરશે:

"ધૂળની ઢગલીતણાં બાળક બનાવે ઘર,
કહે એક એક પ્રત્યે આ રૂડા ઊઠાવ છે."
(દલપતકાવ્ય, ભાગ ૧ લો, પૃષ્ઠ ૨૬૯)

એ છંદમાં ચાર ચાર અક્ષરે તાલ છે અને ચતુરક્ષર સંધિ છે, તે જોતાં પ્રથમ પંક્તિમાંના 'ઢગલી' શબ્દમાંના 'ગ' ઉપર તાલ આવે છે, તેથી 'ઢગલી'નો ઉચ્ચાર 'ઢગીલી' જેવો-'ગ' પર ભાર આવતા—થાય છે અને કર્ણકટુ બને છે. કોઈ કહેશે કે ચતુરક્ષર સંધિ હોવાથી સંધિના ચોથા અક્ષર પછી યતિ રાખી હોત તો તાલ તૂટત નહીં, પણ ત્યારે એજ પંક્તિમાં પાછળથી 'બનાવે' શબ્દ આગળ પણ 'બ' પાસે સંધિને લીધે યતિ ના રાખ્યા છતાં આ પંક્તિનો લય અને 'બનાવે' શબ્દનો સ્વાભાવિક ગુજરાતી ઉચ્ચાર કાયમ રહે છે, તેનું શું કારણ? કારણ એજ કે અહીં શબ્દનું પ્રયત્નતત્ત્વ તેજ ઠેકાણે આવતા તાલને સાચવી રહ્યું છે. 'બનાવે' શબ્દમા પ્રથમ શ્રુતિ પર પ્રયત્ન છે, તેમજ બીજી શ્રુતિ ગુરુ હોવાથી ત્યાં પણ પ્રયત્ન છે, અને એ શબ્દમાનો બીજો પ્રયત્ન તેજ સ્થાને આવતો તાલ સાચવીને ઝીલી લે છે, એટલે એ છંદનો લય અણીશુદ્ધ રહે છે. એજ નિયમ બીજી પંક્તિમાં છેડે આવતા 'ઊઠાવ' શબ્દને પણ લાગુ પડતો હોવાથી ત્યાં પણ છંદનો લય પૂર્ણ રીતે સધાયેલો છે.

આ મનહર છંદમાં ચતુરક્ષર સંધિ આગળ પ્રત્યેક યતિ શોભાનોજ છે, એમ કવિ દલપતરામનાજ બીજા બે મનહર છંદની રચના ઉપરથી રા. રા. કેશવલાલ ધ્રુવે "વનવેલી"ના પ્રયોગની સમજણ આપતી વેળા દેખાડ્યું છે, તે સત્ય છે. જો ચાર ચાર અક્ષરનાજ બધાં જોડકાં ચાલુ એકસરખાં કરીએ તો કાનને એકતાનતા લાગવાની સાથે છંદના

કળાબંધનમાં કશા ચાતુર્યની અગત્ય રહેતી નથી, અને છતાં શબ્દના પ્રયત્ન ન મચવાય તો છંદના લયમાં ખામીજ આવે છે, તે પણ જોઇએ:

આ વાતને | વિચારતાં | કો હુગલી | કે જમના
નદી વિષે | નાહી લેતાં | પુણ્યને વ | ધારશે.

અહીં પ્રથમ પંક્તિમાં ચતુરક્ષર સંધિ બરાબર છે, દરેક ચોથા અક્ષર પછી યતિ સચવાયેલી છે, છતાં એ મનહરછંદના લયમાં અતિશય કર્ણકટુતા અને વિચિત્રતા શા માટે છે? કારણ કે એના ચારે શબ્દો 'વાતને', 'વિચારતાં', 'હુગની અને 'જમના'મા ત, ર, ગ, મ, શાંત સ્વરો છે, તે આ છંદના લયમાં વાચનાં સંપૂર્ણ સ્વરો ઉચ્ચારવા પડે છે, એટલે શબ્દો ગુજરાતી જેવા લાગતા નથી અને લય ભંગ થાય છે. એજ લીટીને નીચે પ્રમાણે જરા ફેર સાથે લખીએ તો લય અખંડ રહે છે, અને શબ્દોના પ્રયત્ન પુરા સચવાય છે:

વાંત આ વિ | ચારતાં કો | હુગલી કે | જમના એ

અહીં ચતુરક્ષર સંધિ આગળ તાલ અને શબ્દોના મુખ્ય પ્રયત્ન બરાબર મળી રહે છે, અને બીજો સંધિ શરૂ થાય તેની અગાઉ યતિ નથી રાખ્યો, છતા લય અખંડ અને કર્ણપ્રિય લાગે છે. વળી ત, ર, ગ, મ શ્રુતિઓ અહીં શાંત છે તે તેવીજ શાંત ઉચ્ચારી શકાય છે, કારણ કે તેની આગળની શ્રુતિઓ પર પ્રયત્ન છે.

આ વિસ્તારપૂર્વક ચર્ચા અને તપાસથી વાચકોને સમજાયું હશે કે એ જૂના કવિત કે મનહર છંદમા તમામ સરળતા અને સગવડ સાથે પ્રયત્નબંધ થવાનું સામર્થ્ય છે. આ ગુણ મેં પ્રથમ દગોર વર્ગ ઉપર જોયું હતું, અને સને ૧૯૨૦ માં જ્યારે રા. રા. કેશવલાલ ધ્રુવે પણ કવિતને અખંડ પદ્ય માટે પસંદ કરીને, તેમાથી તમામ નિયમો કાઢી નાખી 'વનવેલી' છંદ બનાવ્યો,—જો કે તેમા માત્ર

અક્ષરગણના સિવાય બીજું કશું નિયામક તત્ત્વ ના હોવાથી હું તેને પદ્યમાં કે છંદમાં ગણતો નથી,—ત્યારે મારા મૂળ અભિપ્રાયને ઘણી પુષ્ટિ મળી હતી, અને તે માટે મારા કેટલાક મિત્રો સાથે એના સંબંધમાં ચર્ચા પણ થઈ હતી. આખરે ઇ. સ. ૧૯૨૨ માં મેં મારું "કુલિકા" નું ખંડકાવ્ય લખવાનો આરંભ કર્યો, અને તે માટે એ કવિતનાજ ખોખા પરથી મેં આ નવો "મુક્તધારા છંદ" પ્રયત્ન-બંધમાં બનાવ્યો. એનું રચનાવિધાન નીચે પ્રમાણે છે :

"મુક્તધારા" મા આખી કડી આઠ ચરણોની છે. ૧–૩–૫–૭ ચરણોમા ચાર ચતુરક્ષર સંધિ, એટલે ચાર ચાર શ્રુતિઓના ચાર ગણ (foot) છે, અને ૨–૪–૬–૮ ચરણોમા ચાર ચાર શ્રુતિઓના ત્રણ સંધિ છે અને ચોથા સંધિમાં બે શ્રુતિ છે, તેમાં છેલ્લી શ્રુતિ લઘુ ને શાંત જોઇએ. આ તમામ સંધિઓમાની પ્રથમ શ્રુતિ પર મુખ્ય પ્રયત્ન આવવો જોઈએ. સંધિની ત્રીજી શ્રુતિ પર તેથી ઉતરતો (secondary) પ્રયત્ન હોય તો લયમાધુર્ય વધે છે. અપવાદમાં ત્રિસ્વરી શબ્દમા અંત્ય સ્વર શાંત હોય અને એ શબ્દ સંધિની શરૂઆતમાં હોય તો ચાલી શકે, પણ એક ચરણમા બેથી વધુ અપવાદ એવા આવવા જોઈએ નહીં. અપવાદો વિશેષ આવે તો તે છંદના મૂળ લયને કે તાલને હાનિકર્તા છે. એજ પ્રમાણે ત્રિસ્વરી શબ્દ સંધિને અંતે હોય અને તે શબ્દની વચલી શ્રુતિ લઘુ કે શાંત હોય તો લયભંગ થાય છે. આ બંધારણ પૂર્ણ રીતે સમજવા માટે "કુલિકા" માના ૨૩૦ મી કડી લઇએ :

નવીન વિ | ચારને હુ | લાવતો કો | કવિ જેમ
કળામા વી | ટાતો તેને | દેવા અનુ | સાર,

કલ્પનાના | વાદળોમા | ઊડતો તે | ધૂમી વળી
વીજળી શી | કવિતાને | શોધી લાવે | બ્હાર,
પ્રિયા મારા | પ્રેમને હુ | એમજ હુ | લાવતો આ
આશામા વી | ટાતો તારા | આનો ગુણ | આન
નવનવા | તરગોના | રંગોને ઊ | ડાવી જગે
મોંઘા તારા | સૌદર્યની | કરાવુ પિ | છાનુ

પ્રથમ શબ્દ 'નવીન' છે, તેમા ત્રીજી શ્રુતિ 'ન' ઘાત છે, પણ તે સંધિની શરૂઆતમા હોવાથી અને તેની પ્રથમ શ્રુતિ પર મુખ્ય પ્રયત્ન પડવાથી લયને હાનિ પ્હોંચતી નથી. બીજો શબ્દ 'વિચારને' છે, તેમા સ્વાભાવિક મુખ્ય પ્રયત્ન 'વિ' પર છે, તેમજ નિયમ ૩ જા પ્રમાણે ત્રીજી શ્રુતિ 'ર' ઘાત હોવાથી 'ચા' પર પણ પ્રયત્ન આવે છે, અને તે પ્રયત્નનો મેળ નવા સંધિની પ્રથમ શ્રુતિ પરના નિયામક પ્રયત્ન સાથે મળે છે, અને લય અખડ રહે છે. એજ પ્રમાણે 'હુલાવતો,' 'અવનાર,' 'ઊડાવી,' 'પિછાન' વગેરે શબ્દોમા પણ તે તે શબ્દના બીજા પ્રયત્ન સાથે સંધિના મુખ્ય પ્રયત્નનો મેળ મળે છે, એટલે છદનો લય સધાય છે. એમા જે પાછળ લયભગનુ ઉદાહરણ આપ્યુ છે તેવો વચલી લઘુ કે ઘાત શ્રુતિવાળો ત્રિસ્વરી શબ્દ સંધિના અતમા મૂકાય તો લયભગ થાય, તે એમાંનુજ એક ચરણ જરા ફેરવીને વાચી જોઇએ:

કલ્પનાના | વાદળોમા ધૂમી વળી | તે ઊડતો—

આમા છેલ્લો શબ્દ 'ઊડતો' આવ્યાથી તેમાનો 'ડ' ઘાત છે, તેથી 'ઊ' પર સબળ પ્રયત્ન પડે છે, અને તેને લીધે, તેમજ ઘાત

'ઠ' સંપૂર્ણ સ્વર સાથે બોલવો પડતો હોવાથી, ઉઘાડો લયભંગ થાય છે. આ બંધમાંના શબ્દોમાંનું પ્રયત્નતત્ત્વ એક વેળા મનમાં સારી પેઠે સ્થિત થયું, તો પછી કર્ણશુદ્ધિને આધારે આ છંદ બહુ સરળતાથી લખાયે જાય છે. ભાષામાંના લગભગ તમામ શબ્દોનો નિર્વાહ આ છંદના બંધારણમાં કશા પણ સંકોચ વિના સહજ યુક્તિથી થઈ શકે છે, અને વિચારનો કશો પણ ભોગ આપવાની આવશ્યક્તા રહેતી નથી, તે એજ છંદમાં સંપૂર્ણ લયમાધુર્ય સાથે ત્રણ હજાર લીટીઓ "કલિકા" ના ખંડકાવ્યમાં લખાઈ છે, અને તે પણ વિચારો ને કલ્પનાના ધસતા પ્રવાહને સંપૂર્ણ રીતે અને પૂરતી ત્વરાથી પોતામાં સમાવીને,—એજ એ છંદની રચનાસરળતા ને વ્યાપકતાની કસોટી તેમજ સફળતા છે. વળી એ છંદમાં કવિતા વાંચતાં કે સાંભળતાં તે શુદ્ધ ગુજરાતી ભાષાનીજ લાગે છે, અને નહીં કે સંસ્કૃતોચ્ચારી ગુજરાતી જેવી. આ પ્રયત્નબંધની ખરી સિદ્ધિ એમાંજ છે. ભાષામાંના કોઈ પણ શાંત સ્વરને સંપૂર્ણ ઉચ્ચારવાની એમાં કશી અગત્ય રહેતી નથી.

ઉપર જણાવેલા પ્રયત્નબંધ માટે આવશ્યક નિયમોને વશ થઇને ગુજરાતી ભાષામાં અનેક નવા પ્રયત્નબંધ યોજાવાનું મોટું ક્ષેત્ર સામે પડ્યું છે, અને ગુજરાતના કવિઓ પદ્યશાસ્ત્રના આ અગત્યના અંગને કેળવવામાં હવે પોતાનો ફાળો ઉત્સાહભર આપશે, તો ગુજરાતી કવિતાના પ્રવાહને ઘણો જબરો વેગ મળશે, અને અંગ્રેજી પદ્યશાસ્ત્રની સરળતા તથા લક્ષ્યસિદ્ધિની શક્તિ જોઇને આપણી ભાષાના પદ્યશાસ્ત્રની સ્થિતિ માટે જે નવીન વિદ્વાનો અને કવિઓને અરધી સદીનો અસંતોષ રહેતો આવ્યો છે, તે આ નવી દિશામાં પ્રયાસો વધાર્યાથી ઘણે ભાગે ટાળી શકાશે.

આ પ્રયત્નબંધમાંજ અંગ્રેજી "બ્લૅંક વર્સ"ના જેવું અખંડ પદ્ય લખી શકાય છે, અને તેની યોજના મેં જૂદી રીતે કીધી છે. એ અખંડ પદ્યનો વિષય આ લેખની મર્યાદા બહાર હોવાથી હું તેનો માત્ર ઇસારોજ અહીં કરી શકું છું, અને તેનો સંપૂર્ણ ઉલ્લેખ બીજા સ્વતંત્ર લેખદ્વારા હું કોઈ બીજે ઠેકાણે કરીશ. એ માટે સાતમી સાહિત્ય પરિષદની બેઠક વેળા મેં વચન આપેલું છે, પણ મારી ચાલુ મહાવેદનાપૂર્ણ વ્યાધિને લીધે હું હજી સુધી એ ફરજ અદા કરી શક્યો નથી તેથી દિલગીર છું. પ્રભુ એ કાર્ય બજાવવા માટે મને શક્તિમાન કરે એજ પ્રાર્થું છું. અંતમાં, ગુર્જર કાવ્યદેવીના રાજ-મહેલમાં હવે બધી રીતની સગવડતાભર્યો આ નવો ભવ્ય ને વિશાળ ખંડ ઉઘડ્યો છે, તે એ દેવીની કીર્તિને સહસ્રગણી વધારો, એ પ્રાર્થના કરીને હું અહીં વિરમું છું. અસ્તુ.

મદ્રાસ:
તા. ૫-૨-૧૯૨૬.

અરદેશર ફરામજી ખબરદાર

❧

# અનુક્રમણિકા



*   *   *   *

# કલિકા

પાંદડી પહેલી :

## દર્શન

( મુક્તધારા છંદ )

લીલા પેલા આંબલાની સુવર્ણથી છાયા નીચે
ચાંદની શી મંજરી છે પડી એમ તેમ;
ડાખળી શા હાથ વાળી ફૂલ જેવું શીશ મૂકી
સૂતેલી છે પ્રિયા મારી મંજરીની જેમ;
જોઈ એને આંબલાથી કોકિલ ત્યાં ઊડી આવ્યો,
ધસી મેં ત્યાં ઝૂકી શિરે કીધી હસ્તછાય;
આશ્ચર્યે તે ઊઠી મને કોટે પડી વળગી ત્યાં:
એમ મને રાખશે શું મહી તે સદાય?

૨

સિંધુફેન જેવાં શ્વેત પુષ્પભરી પથારીથી
    પ્રિયા ઊઠે જાણે ગુલછડી કેરો છોડ;
સ્વપ્નસૃષ્ટિમાંથી જાણે દેવી કોઈ સરી પડી
    જાગી ઊઠી જોય અહીં પૃથ્વીનું પરોડ;
રજનીની ગુહામાંથી ઊઠીને વિશુદ્ધ ઉષા
    પવિત્ર પ્રકાશ જેમ ભરે ધરા વ્યોમ,
પ્રિયા તેમ ઊઠે પાક નિદ્રાને હિંડોલ હીંચી:
    ભરશે પ્રકાશ કે એ ધખશે રે ધોમ !

૩

રજનીના અંધકારે ઉગેલા જે છોડ નાના,
    તે શું જાણે જગતના અનેરા આનંદ !
પ્રથમ પ્રભાત થતાં ખીલે નવજ્યોતે સૌ તે,
    ચેતના અનેરી પામી બને સુખકંદ;
રજનીના અંધકારે પ્રાણ મારો ઉગ્યો-ભમ્યો,
    ભાળી પ્રિયા ત્યારે પ્હેલો ઉગ્યો મારો ભાણ;
પૃથ્વી ને આકાશ હવે રસબસ બની હસે,
    હસે મારું હૃદય ને હસે મારો પ્રાણ.

૪

વસતની સોનેરી તે ઘડીઓમા જોઈ પ્રિયા,
નવજ્યોતિભરી જાણે ઇંદ્રધનુ હોય,
વ્યોમ ને ધરા હસે જ્યા હાથે હાથ મેળવીને,
પુષ્પ અને પક્ષીઓના રગ રાગે મોહ્ય
હૈયે મારે હાક વાગી, અસુરોના નૃત્ય જાગ્યા,
ઝબુકી ત્યા પ્હેલી મારી પ્રિયા કેરી આખ
સ્વર્ગને ઉઘાડી મારે ઉર દેવવાસ કીધો,
તો મને ઉડાવે શુ ન એજ જ્યોતિ-પાખ?

૫

દુનિયાના દેવ, દેવી, પેગમ્બર, પીર વિષે
શ્રદ્ધા અને ભક્તિ મે તો દીધા હતા ખોઈ
સત ને મહત રહ્યા ન્હોતા માગ ચતમા કો,
દેવળોને દે'રામા ન જોતો તત્ત્વ કોઈ,
પ્રિયાને મે જોઈ ત્યાથી શ્રદ્ધા મારી આવી પાછી,
જાગ્યો પાછો ઉરે મારો સૂતો અનુરાગ
પ્રેમની એ પ્રભુતાના કૌતુક અનેરા દીઠા
પ્રેમને પિછાનતા ન પ્રભુનો રહે ત્યાગ.

૬

ચાલ્યો જતો હતો મારો આત્મા કો પ્રવાસી જેવો
    જીવનની યાત્રાએ જ્યાં થાક્યો દૂર દૂર,
પ્રિયા કેરા આત્માનું ત્યાં સરોવર દીઠું એણે
    સુંદર, વિશાળ ઝૂલી રહ્યું ભરપૂર;
નિર્મળ ને શીતળ એ સરોવરજળમાંહીં
    તૃષાને છિપાવવા એ બોળે નિજ હાથ,
જળે થતા વર્તુલોના જાદુભર્યા ફાંસામાં ત્યાં
    સદાનો બંધાઈ પડે આત્મા એ અનાથ

૭

રેતીના કો રણ જેવું જીવન હું જોતો મારું,
    થાકેલા મુસાફર શું ચાલ્યો જાઉં દૂર;
તૃષા મારી ચાલે સાથે લાંબી લાંબી જીભ કાઢી,
    થાક મારે ગળે ભરે કાંટા બની ક્રૂર;
દૂર દૂર જોઉં ત્યાં દિગન્ત લાગે ધ્રૂજી રહેતી,
    બળું બળું થાય બધી ભૂમિ ને આકાશ
પ્રિયા જેવો કુંજ લીલો દૃષ્ટિએ જણાય, ને ત્યાં
    ઝાંઝવાનાં જળ જેવી બની રહે આશ.

૮

પ્રભાતે દિગંત પર અર્ધ સૂર્યબિંબ ઉગે,
        જોતો તેને સિંધુકાંઠે કરૂં હું વિચાર,
જાણે બેસી નૌકામાં ત્યાં સિંધુને વટાવી આખો
        સૂર્યના મ્હેરાબમાંથી જાઉં પેલી પાર !
જીવનદિગંત પર પ્રિયા જ્યારે ઉગી એવી,
        દીઠો મેં ત્યાં એવો એના આત્માનો મ્હેરાબ:
શૌર્યથી સમુદ્રે મારી નૌકાને ઝૂકાવી મેં ત્યાં—
        એ આવ્યો મ્હેરાબ!–પ્રિયા દેશે શો જવાબ?

૯

જીવનદિગંત પર ઉગેલી એ પ્રિયા મારી !
        એક તારી દૃષ્ટિ કેરા કિરણનું તીર
વીંધે મારા વ્યોમતણાં અંધારાં સદાને માટે,
        બિંબ તારૂ જોતો જોતો ઊડું ધારી ધીર;
સૂતી સર્વ કામનાના પડેલા ખંડેર નીચે
        સ્વપ્ન મારાં સરકવા લાગે પાછાં લાખ;
શિલાઓને તોડી, નવકુસુમોના ઢગ ફેડી,
        ઉઘડી રૂહે હસતી ત્યાં આશાતણી આંખ!

૧૦

પ્રિયા, મારી કલ્પના આ ઊંચે ઊંચે ચઢે સદા,
પાંખો ફફડાવતી એ ઊડે વ્યોમમાંય;
તારાઓના સોનેરી કિનારા સાથે પાંખો ઘસી
ઊડતી એ કહીં કહીં બેસી ઊંડું ગાય;
રૌપ્ય મધમાખોએ છે રચ્યો મધપૂડો વ્યોમે,
ત્યાં એ ચા'તી ગાવા એનો ફરી વિશ્વકુંજ:
પણ અરે, જ્યારથી આ આંખો તારી જોઈ એણે,
ત્યારથી, ઓ પ્રિયા, એનું વિશ્વ તો છે તુંજ!

૧૧

ભવિષ્યનો ભેદ ખોલી જોવા મથે જ્યોતિષિઓ,
પણ પૂરી ભવિષ્યની પોથી ન વંચાય;
અંધારામાં પોથી એ લખાઈ પ્રભુઘેર તે આ
જગતના અંધારામાં પૂરી ગુંચવાય;
પણ પ્રિયાઆંખ કેરાં પ્રથમ મેં તેજ દીઠાં,
ત્યારે મારે અંતરે ત્યાં ઉગી નવી આશ:
પ્રિયામુખ પાસે જો હું ખોલું મારી ભાગ્યપોથી,
વાંચું તેમાં બધું એની આંખને પ્રકાશ!

૧૨

પ્રિયા મને પ્રથમજ મળી જ્યારે ગઈ ત્યારે
ફૂલ જેવો નાખ્યો મારા અંતરે નિઃશ્વાસ :
"અરે એવા આનંદે તો આત્મારૂપ દેહ બને,
દેહ નહીં રહે, માત્ર રહે દેહાભાસ ;"
પ્રિયા મને પ્રથમજ મળી જ્યારે ગઈ ત્યારે
તારા જેવો ખુલ્યો મારે અંતરે આનંદઃ
"અરે એવા શોકમાં તો સુખના સમુદ્ર ઝૂલે,
આનંદનાં આંસુમાં છે શોકનાં આક્રંદ !"

૧૩

પ્રિયા મારી ગઈ, મારી મોંઘી, મારી સુંદરી એ;
મોંઘી મારી સુંદરી એ થઈ ત્યાં અલોપ;
બહુ બહુ સુખ કેરા શોક થકી સંધ્યાદેવી
રોપી ગઈ વ્યોમે ઊંડા આનંદના રોપ;
ભરી ભરી દુનિયા આ લાગે મને ખાલી આજે,
એકલો ને શોકપૂર્ણ ઊભો રહું ત્યાંય;
અને તોય, બધે આવું મીઠું મીઠું લાગે મને,
અને આવું મીઠું પણ મારા ઉરમાંય !

૧૪

ચાલી જતી રજનીના કેશમાંથી ખરી પડી
    ક્ષિતિજના આંગણામાં ચંદ્ર પડ્યો હોય,
પ્રિયા કેરી વેણીમાંથી ખરીને પડેલું એવું
    મોગરાનું ફૂલ દેખી મન મારું મોહ્ય;
મોગરાનું ફૂલ એવું સુંઘતાં હું સ્વપ્ને સરું—
    ફૂલમાંથી કેશ, અને કેશમાંથી શીશ,
શીશમાંથી મન, અને મનમાંથી આત્મા—એમ
    જડે પાછા જગત ને જગતનો ઈશ

૧૫

પ્રિયાકેરા દર્શને તો પ્રભુપંથે પાડ્યો મને,
    હૃદયે જગાડી એવી દિવ્ય તૃષા લાલ;
અમૃતના કૂપ બધે ખૂણે ખૂણે ખોળી વળું,
    ખોળી વળું પૃથ્વી ને આકાશ ને પાતાળ,
પૃથ્વી ને આકાશ ને પાતાળ બધાં ટૂંઢી વળું,
    જોઉં ખારા સિંધુ બર્યા અમૃતસ્વરૂપ
દિવ્ય મારી તૃષા બધું ટૂંઢી પાડી આવે ત્યારે
    જોય પ્રિયાકેરાં છે અમૃતના કૂપ !

१६

કુસુમોમાં વસે છુપાં મીણ અને મધ તોય
ભમરો ન જાણે, પણ જાણે મધમાખ;
મોંઘાંમૂલાં મોતીડાં છે સાગરે ભરેલાં તોય
બગલા ન જાણે ઊભાં તીરે દિન લાખ;
ધૂળે રહ્યું સોનું તે શું ધૂળ વહેનાર જાણે,
દેખી એને પારખુ કો કરે ખરો કયાસ;
પ્રિયાઉરે ભર્યું ઊંડું અમી કોણ જાણે બીજાં,
એક જાણે ઊંડી મારા હૃદયની પ્યાસ.

१७

અમૃતને પામવાની આશા સદા રાખે છે જે,
તે શું રહી શકે કદી અમૃતથી દૂર ?
અમૃતમાં મૃત પણ રહ્યું છે સમાઈ ઊંડું,
અમૃત શું દૂર ખસે તોય બની ક્રૂર ?
પ્રિયા કેરા અમૃતની વૃષ્ટિમાં જે નાહી રહ્યો,
તે શું હહી જશે એની દેખી તીવ્ર ધાર?
આંબલાની નીચે રહ્યો નિશદિન વાસ જેનો,
તેને ખાવો પડે કદી કેરીનોયે માર

૧૮

વૃદ્ધ કાળ બેઠો બેઠો પૂતળાં અસંખ્ય ઘડે,
    અમાસથી ચંદ્રને તે માંડે દેવા ઘાટ,
ચાંદબીજ થકી તેને ધીમે ધીમે કોરી કોરી
    અદ્‌ભુત બતાવે પૂર્ણચંદ્ર કેરો પાટ;
પ્રિયાની અદ્‌ભુતતા તો હજી જેણે દીઠી નથી,
    તેને પૂરો આવે એની ખુબીનો શો ખ્યાલ ?
બીજચંદ્ર જોતાં જેને સુધાનાં ફુવારા છાપે,
    પૂર્ણચંદ્ર દેખી તેના થશે કેવા હાલ ?

૧૯

ભૂલ્યો હતો બાળપણુ કેરી હું નિર્દોષતાને,
    ભૂલ્યો હતો અપ્સરા ને પરી કેરી વાત,
વિસરવા માંડી હતી ઉરની વસંત ગોપી,
    પીગળવા લાગ્યું હતું આશાનું પ્રભાત,
ઝાંખાં ઝાંખાં થતાં સર્વ સ્વપ્ન સ્વર્ગવાટિકાનાં,
    ગળતો જતો સૃષ્ટિસૌંદર્યનો ગર્વ·
જીવનક્ષિતિજ પર ઊગેલી ઓ પ્રિયા મારી '
    એક તારા દર્શને એ આવે પાછાં સર્વ ।

## ૨૦

જ્યારે તને પ્રથમ મેં જોઈ, મારી પ્રિયા, ત્યારે
સ્વપ્ન જોતો હોઈશ હું વિચાર્યું મેં એમ;
પછી જ્યારે સૂતો ત્યારે સ્વપ્ન મેં ત્યાં જોયું એવું,
જાણે મેં વિચાર્યું તેં ત્યાં દીધો મને પ્રેમ:
હતી નહીં પ્રથમ તું મારી એમ ધારી લેતી,
પણ તારા આત્માતણી કીધી મેંજ શોધ;
તેથી તું તો થઈ મારી પોતાની વિશેષ હવે:
હુંજ તારો જોગીઓ, ને હુંજ તારો જોધ.

## ૨૧

કાળા નભસાગરમાં ખરતો કો તારો જેમ
રૂપેરી કરાંગુલિથી દોરે નિજ પંથ,
કિનારાની રેતી વિષે પ્રિયા નિજ નામ લખે,
વાયુ આવી આવી ભુંસી લાવે તેનો અંત
પણ મારા હૃદયમાં કોતર્યું જે નામ મેં, તે
વાયુ કે તરંગ કો ના ભુંસી શકે આમ:
જમાનાઓ જતાં પણ જોજો મારી કવિતામાં
અમર પ્રકાશશે આ કલિકાનું નામ'

## ૨૨

પ્રિયા, તારે માટે ઊંચું આકાશ આ વળે વાંકું,
    વેરે તારે પદે નિજ ફૂલોની બિછાન;
જોઈ જોઈ રહું તારાં આકાશી સ્વજન બધાં,
    સમજું એ કેમ બધી અલૌકિક વાત ?
પ્રિયા, તારે માટે ઊંચું આકાશ હૃદય ખોલે,
    વહે ત્યાંથી અણસુણ્યું સ્વર્ગીય સંગીત;
કેમ મારા તંબુરામાં સૂર એ સમાવું બધા,
    ઉતારું અપ્રાપ્ય એના લયને શી રીત ?

## ૨૩

રજનીને કહો ભૂલી જા તું તારા તારલાને,
    પ્રભાતને કહો તારા ભૂલી જા ઉજાસ;
ઉદધિને કહો તારી ભરતીને જા તું ભૂલી,
    વસંતને કહો તારા વસર વિલાસ;
કુસુમને કહો ભૂલ તારી સુકુમારતાને,
    ધરણીને કહો ભૂલ તારું ધ્રુવધ્યાન:
ભૂલાતું જો હોય તો તો ભલે ભૂલી દેવું એનું;
    હું ય ચાહું ભૂલવા આ પ્રિયા કેરું ગાન.

૨૪

કાલિદાસ કવિ જેવું પામ્યો હતો તેવું મને
 સરસ્વતી દેવીએ ન દીધું વરદાન;
નથી મારી વાણીમાં કો ગાંધર્વ-સંગીત ભળ્યાં,
 નથી મારા સ્વર પામ્યા તાનસેની તાન;
નથી મારા ઉરમાં કો ગંગાના પ્રવાહ વહ્યા,
 નથી કળા મુખે જેવી રાખે મધમાખ:
પૂછો છો કે માધુરી આ ક્યાંથી મારી વાણી પામી?
 એ તો મારે હોઠે પડી કલિકાની સાખ!

૨૫

કોણ મારી કવિતાને લાવણ્યમાં માનશે રે,
 જો હું તેમાં તારી બધી ખુબી રહું ગાઈ?
લખું લખું તોય ન લખાય અર્ધ વાત, પણ
 લોક કહેશે એ તો બધી કવિની બાટાઈ!
રંગ પૂરું ચિત્રમાં ત્યાં ભાવ કૈં ઢટાય, જેમ
 રજનીસૌંદર્ય અર્ધું ઢાંકે ચંદ્રતેજ:
પ્રિયા, તારી પ્રભુતાને માને કવિસ્વપ્ન, પણ
 જગતનું જીવન છે સ્વપ્ન મારૂં એજ.

૨૬

કવિઓ આ જગતમાં કવિતા કરત કોની,
    રેલાવત જો ન પ્રિયા રસતણી રેલ ?
પૃથ્વી કે પાતાળ કે આકાશ કોણ રૂહેત ઢૂંઢી,
    શોધી લેવા શ્રમે એની ઉપમાના મેળ ?
પ્રિયા કેરી પગલીએ કીર્તિ ચાલી આવે પૂઠે,
    પ્રિયાગુણ ગાતાં કવિગુણ રૂહે ગવાઈ:
કવિઓ આ જગતમાં કવિતા કરત કોની ?
    સહા રણે રૂહેત બધા દરિદ્ર સહાઈ!

૨૭

પ્રિયા, રંક ગીત જે આ ગાય તારૂં ગાન આજે,
    નાજુક સંગીત જે આ પડે તારે કાન,
તે તો તારા આત્મા કેરા વિશાળ સમુદ્રકાંઠે
    ઘૂમી રૂહેતા જડ્યું મને મોંઘેરૂં નિદાન;
ઘૂમી રૂહેતા જડ્યું એજ સિંધુમાંથી કોડા જેવું,
    મોતીધોયે ગોંખું અને જ્યોતિષીએ ચ્વેન:
જોતા જોતાં રંગ એમાં ઉપડે છે નવા નવા,
    જન્મસ્થાનમશે ઉચ્ચ એના છે સચેન.

૧૮

અરે પ્રિયા, પ્રેમ જેવો ગાયો મેં આ તારો અહીં,
તેવો નહીં ગાયો અન્ય કોયે જગમાંય;
શંકા નહીં એમા કોઈ આણે, કાંકે નથી જોઈ
તારા જેવી પ્રેમમૂર્તિ કોયે બીજી ક્યાંય;
અગણિત સૂર્યો અને નક્ષત્રોનાં વિશ્વ વિષે
મહા ધૂમકેતુ શો હું ઘૂમી વળ્યો આજ;
ઠામઠામ થકી જ્યોતિ ભરી ભરી લાવ્યો ગોતી,
ભર્યું છે અખુટ મારૂં પાત્ર તારે કાજ !



# કલિકા

પાંદડી બીજી:

## સૌંદર્ય

( મુક્તધારા છંદ )

૨૯

મંજરીની મોહકતા ફળે ફળસ્વાદમાહીં,
        આંસુડાંની નદીમાથી પ્રગટે છે હાસ ;
તિમિરની તીવ્રતામા ઉઘડે અનંત સૃષ્ટિ,
        પ્રકૃતિમાં પુરુષની શક્તિનો વિકાસ;
જીવન મૂકે છે સદા મૃત્યુનો મુગટ માથે,
        ખીલે દેપકંટકોમાં ગુલ જેવો પ્રેમ :
વિશ્વની અનંત જ્યોતિ સૂર્યમાં સમાઈ જો,
        સૌંદર્યનું સાર્થક છે પ્રિયામાંજ તેમ.

૩૦

મિત્રો મને પ્રિયા કેરી ખૂબી ગણવાને કહે :
દીઠો નહીં એવો કદી ભારી કો હિસાબ !
અગણિત તારલાને ઢોળી ખાલી કરી કરી
વિધિએ ખીલાવ્યાં એના આત્માતણાં આબ;
સંધ્યા ને ઉષામાં શ્વેત ચંદ્રિકા ઉમેરી, ગુણી
ઇંદ્રધનુ–ચમત્કાર, ઘડ્યો એનો દેહ :
પૃથ્વીથકી પર એવાં ગણિત હું કેમ કરું,
કોણ કહેશે કેટલી રે ધારા વેરે મેહ ?

૩૧

દીઠો છે કે ગજહંસ માનસસરે કદાપિ ?
જોયા છે અરબ્બી મોતી ? લક્ષ્યો હિમપાશ ?
ગુગળના પાન કેરી મૃદુતા નિરીક્ષી કદી ?
પોપટીની પાંખની કે માણી નરમાશ ?
ચાખ્યું દિવ્ય કવિતાનું અમૃત અવાચ્ય કદી ?
લાગી કદી સ્વપ્નદીઠી પરી કેરી સેહ ?
અમલ, કમલ, મુખમલ જેવી પ્રિયા મારી—
એવી ગોરી, એવી મૃદુ, એવી મીઠી એહ !

૩૨

શરદના ચંદ્ર જેવી ગોરી ગોરી પ્રિયા મારી,
પૂર્ણિમાની ચાંદનીની રૂપા કેરી રેલ !
અમૃતના કુંભ એના છલોછલ ભર્યા લાગે,
જાણે આત્મશ્વેતતા છે ઉભરી રહેલ;
અમૃતના કુંભ એવા છલોછલ ભર્યા દેખી
તૂટી જાય મુનિનાયે તપ અને ટેક;
રે એ કુંભ પામુ હું તો અમી એનું લૂંટું એવું,
પડવા ન દેઉં નીચે બિંદુ પણ એક'

૩૩

પ્રિયા કેરી કાંતિ તે તો દેવોની વિશ્રાંતિ જેવી,
એથી વિશ્વ લાગે ઓછું વિરૂપ ને કૂડ;
બહુ કાળ સુધી એને વિશ્વ ઘડવાને માટે
બ્રહ્માએ પોતાની પાસે રાખી હતી ગૂઢ;
લક્ષ્મીજી ને પાર્વતીનું દર્પણ ન હતું બીજું,
પ્રિયા કેરી આંખમા તે જોતાં નિજ રૂપ ,—
પ્રિયા જેવી કૃતિ અન્ય બ્રહ્માથી ઘડાઈ નહીં,
તેથીજ જણાય એ અનન્ય ને અનૂપ !

૩૪

પ્રિયાતણું મુખ દેખી બ્રહ્મા ઇચ્છે બીજી ચંદા;
આંખો કેરી જ્યોતે એણે કીધાં શુક્રતેજ;
પ્રિયા કેરી ભમ્મરોનાં પ્રતિબિંબ પાડી પાડી
ઇંદ્રધનુ શોભાવ્યાં છે વ્યોમમાં ખરેજ;
પ્રિયા કેરા કેશ ભાળી સૂર્યના કિરણ કીધાં,
પગલીની રજે વેર્યા સંધ્યાના પ્રકાશ;
પ્રભાતના રંગ પણ પૂર્યા પ્રિયાહાસ્ય વડે,
મારે ઉર એથી રોજ ઉગે નવી આશ!

૩૫

પ્રિયાએ તો વિશ્વ બધું સર કરી લીધું લાગે,
વર્ણવું હું કેમ એનું જાદુભર્યું જોર:
ચંદ્ર અને સૂર્યને તો સંતાડી પોતાને હૈયે
આકાશ અમારાં એણે કીધાં કાળાં ઘોર;
તારાઓને નાખ્યા નિજ નયન-સરોવરોમાં,
બાધ્યું આસમાનને ત્યાં કીકીએ સગર્વ:
તેજમય વિશ્વ બધું બંધાયું છે પ્રિયાહસ્તે—
પ્રિયાને જો જોઈ તો છે જોયું વિશ્વ સર્વ!

૩૬

પ્રયાજન્મકાળે પાછી વસંત પધારી હતી,
    પત્ર પુષ્પ થકી તેના છલકાતા થાળ;
ધવલ કમળ અને ચંબેલીના ઢગ વચ્ચે
    પારણામાં સૂઈ રહેતી પ્રિયા બહુ કાળ:
ચોપાસ ગુલાબ ટાંગ્યા, વેરતી કે ખેંચી ખાતી,
    એથી એનાં કુસુમો શાં ખીલ્યાં મૃદુ અંગ;
અંતર ગુલાબ, બ્હાર કમળ શી બની એ તો:
    તેજચુંબ્યાં પુષ્પોના શા જાદુઈ પ્રસંગ!

૩૭

પાંદડીની કોર સુધી સૌંદર્ય ભરેલું લાગે,
    એવા આ સૌંદર્યપૂર્ણ ઝૂલી રહે ગુલાબ;
અણમોલી મોહકતા અણુ અણુએ છે ભરી,
    છલોછલ આવે એવી વસંતની છાબ;
ગાઉ ગાઉ સુધી બધી હવાને દે ભરી મદે,
    એવી છાય કસ્તુરીની મસ્તીલી સુગંધ:
પ્રિયા કેરી સુંદરતા, મોહકતા, રસિકતા
    કોઈની કે એની કદી રાખી રહે બંધ?

૩૮

સુણ્યું છે કે સિંધુકરે ચાંદરણી રાતે જ્યારે
    ફીણફીણ થતાં મોજાં દૂધ શાં લ્હેરાય,
આવે પરપોટા તેની ઉપર ત્યાં નાચવાને
    પરીઓ પધારે અતિ હળુહળુ પાય;
હળુહળુ પાયે એવી મૃદુ મૃદુ ચાલે નાચી,
    ફૂટે નહીં એક પરપોટાની યે ખાલ:
પ્રિયા મારી ચાલે ત્યારે ફૂલે વાયુ હાલે જાણે,
    એવી કુળી, એવી મંજુ, એવી મૃદુ ચાલ!

૩૯

ચંપકની કળી જેવી પગની છે અંગુલીઓ,
    કે છે ગુલછડી કેરી કળીઓની વેલ;
કેસર ને કુંકુમની શોભા ત્યાં સમાઈ બધી,
    મોતીછીપ જેવા તેમાં નખ છે જડેલ;
ઉષાના કપોલ જેવા ચરણ અરુણરંગી,
    મધુચંદ્ર જેવો એની એડીનો છે ઘાટ
પુષ્પરથે જાણે પાંચ પાંખડી શા અશ્વ જોડી
    અંગજનો મદ મુદે ચાલ્યો જીત માટ!

૪૦

ચોમાસાના ઘાસમાંહીં ઊગે રંક ફૂલ નાનું,
આજે તેની ઈર્ષા ભારી લાગે મને ખાસ :
વિધાતા ! જો કીધું હોત એવું રંક ફૂલ મને,
અન્ય સર્વ ફૂલો દૂર ખોત મારી પાસ ;
પ્રિયા નવા પોંખ ખાવા આવતે જ્યાં ખેતરોમા,
સ્પર્શતી ત્યાં મને જતે લટકતે નાજ :
ફૂલોને—રે દુનિયાને ગર્વ ધારી કહેત હું ત્યાં,
"જા રે, જે તેં જોયું ના તે જોયું છે મે આજ !"

૪૧

આજે મારા આકાશને ઘૂમાવી ઘૂમાવી મેં તો
સમાવ્યું છે વેંતભર પ્રિયાકટિમાંય ;
જાણે મારી દૃષ્ટિ કેરી એજ છે દિગંતલીટી,
અલ્પ છતાં બધું સૃષ્ટિસત્ત્વ ત્યાં સમાય ;
આશા ને નિરાશા મારી, પ્રેમ ને આનંદ મારો :
ઝૂકી ઝૂકી ઝૂમે એમા સૌંદર્ય સમસ્ત ;
અરે રોજ રોજ મારી અલ્પ એ દિગંતમાંજ
સૂર્ય ચંદ્ર મારા પામે ઉદય ને અસ્ત.

૪૨

ધન્ય છે એ પ્રિયા કેરી રત્ન કટિમેખલાને,
    ઈર્ષા એની રાખી બને દેવો પણ અંધ ;–
જાઓ, જાઓ દેવો ! અહીં તમારૂં ન કામ કંઈ,
    થવાનો છું પ્રિયા કેરો હુંજ કટિબંધ !
નાજુકડી કટિ પર બાંધશે એ બંધ ત્યારે
    સંભાળીશ પૂરાં એનાં આભ ને પાતાળ ;
પ્રિયાઉર સરસો હું દબાઈ ત્યાં રાતદિન
    સુણીશ એ ચતુરાના હૃદયની ચાલ.

૪૩

હતો હું કુમાર જ્યારે વર્ષ માત્ર બાર કેરો,
    જીવવા હું ચીતારાનું ચાહતો ચરિત્ર ;
વાડીમાં ને વનમા હું ઘૂમી રહેતો પીંછી લઈ,
    વેલીઓ ને ફૂલો કેરાં પાડતો હું ચિત્ર ;
આજે એજ વાડીમા હું બન્યું મારી પ્રિયા જોવા,
    સાડી એની દેખી રમઈ કળા મારી ગૂઢ :
સાડી પર ચીતરેલાં ફૂલ જોવા ઊભો રહું,
    મુગ્ધ બનું જોનો ત્યાં તો સાડીમાંનાં રૂપ !

४४

આજે તો મેં એવું એક કૌતુક નવીન દીઠું,
    વર્ણન કદાપિ તેનું કીધું ન કરાય ;
હિમછાઈ ભૂમિ વિષે ગુંબજોના ગર્વ દીઠા,
    સ્વર્ગપુષ્પદેવો જાણે વસે તેની માંહ્ય ;
દેખ્યાં ન દેખાય દ્વાર, દેખ્યા ન દેખાય દેવો,
    અકળિત કળા એવી દેખી ત્યાં અખંડ ;
મૂક્યા છે ગુલાબ તેની ટોચે દેવચિહ્ન જેવા ;–
    હશે દેવરાજ્યમાં શું જોવાનાયે દંડ ?

४૫

રજનીને ગળે નભગંગા જેમ દીપી રહે,
    તેમ પ્રિયાકંઠે શોભે પુષ્પતણો હાર ;
પૃથ્વી ને આકાશ કેરી ગંગા બંને સાથે મળી
    પ્રિયાતણે હૈયે જાણે રેલે શતધાર ;
રેલે શતધાર એના ઊંડા ચમકાર બધે,
    ઝબુકતા પડે મોઘા શ્વાસ ને ઉસાસ ;
સુવર્ણના પર્વતોએ કાળા ઘનમાંથી જાણે
    વીજળીઓ ઝબુકતી પડે આસપાસ.

૪૬

પ્રિયા કેરા હાથ શોભે કમળની દાંડી જેવા,
    તાલ દેતા હાલે ધીમે વાયુને તરંગ ;
જાણે બંને પખે એક એક ધૂમકેતુ ટાંગી
    રજનીની દેવી ચાલે લટકતે અંગ ;
પ્રિયાની કરાંગુલિની કોમળતા દેખી ભરે
    ચંબેલી પોતાની પાંચ પાંખડીમાં પ્રાણ;
એ શું કામદેવ કેરા મૃદુ સુખમથી ભાથો
    બધાને બનાવે એનાં સિદ્ધ પંચબાણ?

૪૭

પ્રિયા કેરા હાથમાં છે કામણ ભરેલાં ઊંડાં,
    મારે છે અદૃશ્ય કો કટારી એજ હાથ ;
કેળના નવાંકુરના ગાભા જેવા સૌમ્ય, પણ
    દેખતાં કે અડતાં એ કરી દે અનાથ ;
મારે છે કટારી તેના ઘા છે અતિ કારી, પણ
    રૂઝાવીએ શકે પસવારી ફરી સદ્ય ;
રે એ રતિ કેરા કટિબંધ જેવા વીંટાઇને
    પડે મારે ગળે તો શી થશે મારી ગત્ય !

૪૮

અશોકની વેલી કેરાં કુળાં કુળાં પલ્લવો શી
પ્રિયાની હથેલી અતિ કોમળ જણાય ;
ગુલાબી આકાશે પડે સૂર્યાસ્તની રેખા જેવી,
તેવી એની હથેલીમાં રેખાઓ તણાય;
દૂધ જેવી ગોરી ગોરી ત્વચા છે એ હાથ કેરી,
તેની નીચે આસમાની કિરણોની ભાત;
જાણે દ્રાક્ષ જેવી પારદર્શક આ ત્વચા નીચે
દ્રાક્ષારસ સારૂ હિમ વહે દિનરાત.

૪૯

તાજી તાજી દૂંટે ભરી ગુલાબની પાંદડીઓ
બાઝી રહે પ્રિયા કેરી અંગુલિઓમાય ;
ઘડીકમાં ઝૂમીને સુકાઈ જાન ઝાડે તે તો
પ્રિયા કેરી અંગુલિમાં તાજી રૂહે સદાય;
સૌંદર્યનાં સ્થાન હશે વિશ્વમાં અનેક, પણ
મનુષ્યની આખ જેને જોય તે ઝૂમાય;
પ્રિયા કેરી અંગુલિમા ગુલાબની પાંદડીએ
જોયું જે સૌંદર્ય તે તો કદી ન વિલાય.

૫૦

ગુલાબડી ફૂલતણી ગોરી લાંબી દાંડી જેવી
    પ્રિયા કેરી ડોક અતિ સુંદર સુહાય,
જાણે મધ્ય ઊંચી ડાળી સુંદર કો વૃક્ષથડે
    ધારી રાખી ગર્વ થકી ઊંચે વ્યોમમાંય,
અને વ્યોમમાંય એવી ઊંચી ઊંચી ડાળી પર
    વસંતની રાણી જેવું ઝૂલી રહે ફૂલ,
પ્રિયા કેરી ઊંચી એવી ગોરી ગોરી ડોક પર
    શોભી રહે એવું એનું મુખ આ અમૂલ.

૫૧

પ્રિયાનું વદન જાણે મદનનું સદન મોઘું
    હીરાજડ્યા પાન આંખે રમી કરે ધન્ય
માણેકની દાબડીમાં મોતીડાં મઢેલાં ઊંચાં
    મુખથી ડોકાવી શોભા બનાવે અનન્ય,
અર્ધ-પારદર્શી શનિનાગ ગાને વાડ કરે,
    લલાટે અણીક કાળાં તાકી રહે તીર,
જોડ પગવાળાં મુખદ્વારે ચોકીબાન દીસે,
    એનાં પદ ચુમી ચુમી રનાવ અધીર'

## ૫૨

ક્ષિતિજના ઉપલા અધર પર લટકતો
    શુક્રતારો રમે જેમ સંધ્યાસુખે રોજ,
ટિંગાતી પ્રિયાને નાકે રત્નમઢી નથણીનું
    મોતી તેમ રમે પ્રિયામુખને સરોજ —
આજે મને રાખે પ્રિયા લટકતો શંકાવ્યોમે,
    પણ એક દિન હુંય ટિંગાઇને આમ,
' પંકજની બેવડી તે પાંદડીઓ ચુંબી ચુંબી
    રહીશ ત્યાં પડી અમીપીને અભિરામ '

## ૫૩

આજે મારી કલ્પના તો જાણે મધમાખ બની
    ઘૂમી ઘૂમી ગુંજી રહી પ્રિયા આસપાસ,
ગુંજી ગુંજી ગાય, એના કેશમાં ભરાય ઘડી,
    એજ મધપૂડે જાણે હોય એનો વાસ ;
કેશમાં ભરાય, કદી ઊડતી એ છાય મુખે,
    ભાવે મધમાખને તો મધનીજ લૂંટ ,
એ તો પ્રિયાહોઠ કેરી લાલ લાલ મંજરીએ
    લટકતી ચૂસે રસરસ કેરા ઘૂંટ !

## ૫૪

શાંત સરોવર પર થઈ, શ્વેત પુષ્પો જેવી,
    સંધ્યાના આકાશે ઊડે બગલીની વેલ;
સરોવરજળે શુદ્ધ છાયા તેની પડે નીચે,
    બેવડી એ વેલી કેરી કરૂં શી ઉકેલ:
સંધ્યાનું આકાશ મુજ પ્રિયામુખે ઉઘડતાં
    શોભે શુદ્ધ બેવડી ત્યાં દંતુડીની હાર;
પ્રિયા હસે ત્યારે એની બગલીઓ ઊડે એવી–
    બેવડી એ વેલીના છે પડછા અપાર!

## ૫૫

કેમ હામ બીડું મારી પ્રિયાને હું ચુંબવાને,
    કેમ ચૂંટું એનાં પરવાળા ને ગુલાબ!
સંધ્યા અને ઉષાનાં આકાશને હું કેમ અડું!–
    ભલે ખાલી રહે મારી ચાહનાની છાબ.
કેમ ચૂંટું એનાં પરવાળાં ને ગુલાબ મોઘાં–
    એ તો મારા આકાશની આત્મખીલી જ્યોત:
ચુંબું નહીં પ્રિયાને હું: ચુંબું એનાં આંસુડાંને:
    પામીશ ગુલાબ એજ આંસુડાંને ઓથ!

૫૬

પ્રિયા કેરા ડાબા ગાલે પડ્યો કાળો તલ દેખી
    કવિએ કીધો શ્હેરોનો નિસાર,
પણ મારી પ્રિયા કેરા ગાલે પડ્યો તલ એવો,
    તે તો એના સૌંદર્યનો ઊંડો ચમત્કાર;
ઉષાના આકાશમાંથી તારો કોક સરી પડી
    આવ્યો જાણે પ્રિયાગાલે લાલી જોવા કાજ,
પ્રિયાતણી આંખનાં ત્યાં તેજના અંબાર જોતાં
    ઝાંખો ઝાંખો થતો પડી કાળો ઠર્યો ત્યાંજ!

૫૭

પ્રિયા કેરી આંખો લાગે નમેલી વિચારભારે,
    જાણે ચંદ્રે વાદળનું પોપચું ટિંગાય;
કિંવા ઘડી ઘડી એની આંખની અટારીએ ત્યાં
    પંખી લજ્જા ચઢી પટપાંપણે ઝૂલાય;
કદી એજ આંખે ઊંડે વીજળી આષાઢ કેરી,
    કે ત્યાં ઠર્યો લાગે ઊંડો હિમ કોઈ સેળ:
ભાવઢીણા ભાવ કે આ તોફાની છે શાંતિ એમાં—
    કોણ કરી શકે એ ઉખાણાની ઉકેલ?

## ૫૮

આશાતણી આંખો જેવી પ્રિયા કેરી આંખો લાગે,
    ઊંડું ઊંડું જોય તે દિગંતનીયે પાર;
દીસે કદી કદી જાણે વાંચતી હૃદય મારું,
    રંગ એવા ઊડે આંખે અંદર ને બ્હાર;
અંદર ને બ્હાર એના ઊંડા ચમકાર ચાલે,
    જ્યોતિ કો અનેરી સદા આવે અને જાય:
નીચે પ્રિયા કેરો મોંઘો આત્માનો ફુવારો ઊડે,
    તેનાં મોતીબિંદુ જાણે આંખે ઝલકાય!

## ૫૯

વાદળામા વીજળીઓ ઝબુકે ને જાય, તેમ ,
    પ્રિયાનાં કટાક્ષ ઊડે પલકના ઓર;
પોપચાને ઢાળી પ્રિયા જોય જરી વાંકું, જાણે
    કેવડાની ધારે કાપે કાળજાની કોર;
કેવડાની ધાર જેવા પાપણો હા ખુંચે એનાં,
    વળી એની આંખમાંથી ઊડે તીખા બાણુ:
પ્રિયાની એ વીજળીઓ જ્યા જ્યાં પડે ત્યાં ત્યા સૌનાં
    કાપી ખાળી નાખે ઊંડાં જીગર ને પ્રાણુ.

૬૦

વાડમાં છુપાઈને ચીમાય કે ભરાઈ જાય,
  એવી મારી પ્રિયા કેરી બીરૂ બીરૂ આંખ;
સામે જરી જોઉં કે એ ડોક સ્હેજે ઢાળી દેતી,
  ઢાળી દેતી સ્હેજે એનાં પોપચાની પાંખ;
બીરૂ બીરૂ આંખ એની સસલાંના જેવી એવી,
  આસુમાં છે સદા એનાં બળ ને વિશ્વાસઃ
અરે એની લજ્જા કેરો હાર સ્હેજે તૂટતામાં
  મોઘાં આંસુમોતીડાં વેરાય બંને પાસ!

૬૧

પીગળેલી વીજળીઓ વાદળેથી સરી જેમ
  દ્રાક્ષ વિષે દોડી દોડી છુપાવાને ચાલ્ય,
પ્રિયાઅંગે સરી જતી લીસી લીસી વીજળીઓ
  પ્રિયા કેરી આંખે છુપી ઝબઝબ થાય;
ઝબઝબ થાય ને છુપાય પાછી પાપણોમાં,
  સરી આખસરે નાચ્ય કિરણની પેઠ;
જોજો, વર્ષા છાય પ્રિયાઆંખે ત્યારે પાછી એ સૌ
  બુંદે બુંદે છુપી કેવી સરી જાય હેઠ!

૬૨

ઉત્રડે બીડાય પ્રિયાઆંખ કેરાં પોપચાં આ,
    તેના જોઈ રહું કો અનેરા ચમત્કાર,
તારાઓનાં પોપચાંયે એવાં ઝુમાય, પણ
    નથી તેમાં સરકતા સ્વપ્નના સંચાર,
કદી ઊંડા વિચારોમાં આંખો એની ઠરી જતી,
    ધીમે ધીમે પોપચાં ત્યાં સરી એને છાય,
જાણે સૂર્ય ચંદ્ર કેરાં ગ્રહણ આ સાથે થયાં,
    અને મારી ધરામાંયે અંધારાં છવાય

૬૩

પ્રિયા કેરા કર્ણ એનું અખંડ શોભાવે મુખ,
    પૂર્ણિમાએ ધરા જેમ ધારે સૂર્ય ચંદ,
ઇંદ્ર કેરી આડેરી ગુલાબી જાણે ચમરીઓ
    ધરી ઊભી અપ્સરાઓ ધારતી આનંદ,
સુંદર એ કર્ણ કેરો ઘાટ દેખી ઝાંખી પડે
    અરબ્બી સમુદ્રમાંની છીપોનીયે ખ્યાત
આકાશ પાતાળમાંની વાતો બધી સુણે, પણ
    ક્યારે મારા અંતરની સુણશે એ વાત?

૬૪

સમુદ્રતળે વસીને કોડાઓ ને છીપો મોંઘી
બહુ કાળ સુધી સુણે સમુદ્રનું ગાન;
સુણી શકે આત્મા કો એ છીપમાં છુપેલા સૂરો,
તેજ કરી શકે એનું ઊંડું સુધાપાન;
સ્વર્ગના કો કુંજથીયે મોંઘા પ્રિયામુખ વિષે
કર્ણ એના પડી સદા સુણે દેવગીત:
પ્રિયા એના કર્ણ પાસે મૂકવા દે કર્ણ મારો,
તો હું ઝીલી રાખું તેનાં રહસ્યો અજીત!

૬૫

પ્રિયા કેરા સૌંદર્યની રેખાઓ ચીતરવાને
પ્રભાતથી મંડી રહે ખંતે વ્યોમદેવ;
સૂર્યરૂપી સોનેરી તે ખડીઆમા રંગો ભરી
ચીતરવા મથે એના અદ્ભુત અવેવ;
અદ્ભુત અવેવ એના ક્યાંથી ચીતરાય કોથી,
ઢોળી દે એ ખડીઓ ને રેલે વ્યોમે રંગ:
પ્રિયાકેરા ગાલે ને કપાળે જે રેલાય રંગો
તેની પ્રતિકૃતિ ક્યાંથી આવે વ્યોમ-અંગ!

૬૬

પ્રિયાના કપાળે શોભે કંકુ કેરો ચાંદલો તે
    માનસસરે છે ઊગ્યું કમળ કો લાલ,
જાણે ભૂરા વ્યોમમાંથી મંગળનો ગ્રહ ચૂંટી
    હડો પાડી ચોંટ્યો ગોરે પ્રિયાને કપાળ;
ગુરુ શુક્ર જેવા શુભ ગ્રહો જેવી આંખો વચ્ચે
    મંગળને બાંધી ખરી કીધી ચતુરાઈ·
શિવના ત્રિનેત્ર જેવો ખુલી પાછો તપે એ, તો
    બાળી નાખે બધી મારી દુનિયા દુભાઈ.

૬૭

તપી તપી તાપે દિન સોનેરી દોડાવી ગાડી
    પૂર્વથકી પશ્ચિમમાં જાય શ્રમભેર;
કુંકુમ છંટાવી નિજ દાસી પાસે આંગણામાં
    રજની ત્યાં પ્રીતમને વધાવે સુપેર,
પ્રિયા કેરા કેશ જેવા રજની ત્યાં કેશ નિજ
    દિનમુખે પાથરી ઉતારે તેનો થાક,
પ્રિયા નિજ કેશ મારે મુખે એમ પાથરે, તો
    સાઈ રહું જીવન આ, ઊઠું ન જરાક'

૬૮

પૂર્વભૂમિવાટિકામાં સોનેરી ફુવારા ઊડે,
ચંદા ઊઠી આવી તેમાં કરી લે અંઘોળ;
ભીના ભીના કેશે એના સોનેરી મોતીડાં બાઝે,
તેને ત્યાં ખંખેરતી તે ચઢે છે ખગોળ;
વ્યોમની અટારીએ તે વિશ્વ બધું જેતી હસે,
ધરા સુધી પૂગે એના સ્વર્ણધોયા કેશ;
પ્રિયા મારી અંઘોળીને આવે છૂટે કેશ ત્યારે
ઝાંખા પડે એવી લાખો ચંદાનાયે વેશ !

૬૯

પ્રિયાની બા કેશ એના ઓળી વચ્ચે સેંથી પાડે,
ખોળા ખોળા કરે તેમાં સૌંદર્યની શોધ;
રજનીના અંધકારે જાણે કોક ગલીમાંથી
ફૂટી રહે ચાંદનીના ઊંડા મણિધોધ;
રજનીના અંધકારે કાળા સિંધુજળ પર
ચંદ્ર ઉગી પાડે વચ્ચે જ્યોતિર્ગુંથ્યો પાટ:
કાળા કાળા કેશ વચ્ચે મણિમય સેંથી એવી
પ્રિયાશિરે શોભે જાણે દેવો કેરી વાટ!

૭૦

અંધારી કો ઝાડી વિષે જ્યોતિપુષ્પ જેવા ઊઠી
આગિયા ત્યાં ઝબઝબ ઝબુકી રૂહે જેમ,
પ્રિયા નિજ સખીઓશું વાત કરે ત્યારે તેનાં
કેશગુંથ્યાં મોતી શિરે ચમકી રૂહે તેમ;
અંધારી કો રાતે પ્રિયા કેશ છૂટા મૂકે ત્યારે
આગિયા ત્યાં આવીને ભરાઈ જાય લક્ષ;
તારાગુંથી રજની શી લાગે ત્યારે પ્રિયા મારી,
કે કો વનદેવી આવી હોય ત્યાં સમક્ષ!

૭૧

પ્રિયા મારી સૌંદર્યની કવિતા છે કોડરંગી,
જ્યોતિ એની કલ્પનાયે સદા છે અજીત;
વાંચું વાંચું તોય ન વંચાય એનો પ્રાણ પૂરો,
રસ રસ રેલે એનું અમર સંગીત;
અંતરના ધ્વનિ એના ટંકાય અનેક પટે,
ખોળું ખોળું તેમ ત્યાંથી ઝરે નવા અર્થ;—
અરે એની લટ કેરા એક એક વાળમાંથી
ઊઠતા તરંગ સેંઉ ઝડપી સમર્થ.

૭૨

જગતની સુંદરીઓ સુંદરતા ધારી શોભે,
સુંદરતા કેરા માપ્યા રસિકોએ સ્થાન,
જેટલુ છે રૂપ અન્ય સુંદરીઓ કેરૂ, તે તો
જેટલું ત્યા નથી તેથી ઓછુ છે નિદાન,
જે જે રૂપરેખા થકી જગતમા રૂપવતી
અન્ય લલનાઓ અતિ સુંદર ગણાય,
તે તે સર્વ સામાન્ય શી લાગે અહીં પ્રિયા વિષે,
પ્રિયાના અલૌકિક આ રૂપમા સમાય

૭૩

કોઈ નિજ શિરે ખોસે પ્રેમના ખરેલા પીછા,
કોઈ એની મોરલીમા સ્તુતિ નિજ ચાહ,
કાલે એની પાખો ચુથી આજે કો ઊડાવી રીઝે,
કોઈ બાણઅણીએ પ્યા સ્વર્ગ કાજે ધાય,
પ્રિયા મારી પ્રેમને તો હૃદયજ અર્પી રહી,
તેથી પ્રેમે પોતે એનો સિંચ્યો દેહકુંજ,
આખ તોડી પ્રિયાને દે પોતે બન્યો અંધ, પણ
પામ્યો અમરત્વ સુધી પ્રિયા સુખગુંજ

૭૪

પ્રિયા હેરૂં સૌંદર્ય આ આંખે ભરી ભરી પીઉં,
તેમાં શાને એ તો ભારી ગણે મારો વાંક?
વિખેરાઈ પડયું છે જે સૃષ્ટિમાં સૌંદર્ય, તેનો
જોઉં એના મુખમાંજ પડ્યો પૂરો આંક;
જંગલે ઉગેલું ફૂલ કોણ જુએ, કોણ સુંઘે?
અણદીઠું, અણસુંઘ્યું ત્યાંજ કરમાય;
દિવસનું લજ્જાપટ મુખથી ઉતારે ત્યાંજ
ધરણી આ વિશ્વે લાખો તારાથી પૂજાય!

૭૫

વસંતની સાથે નહીં કોયલ ધરાને તજે,
પ્રિયાકંઠે વસી રાખે અણતૂટયો સ્વર;
પૂર્ણિમાનો ચંદ્ર નથી ડૂબતો પ્રભાત થતાં,
પ્રિયાઉરે ઠરી પામે બેવડું તે નૂર;
લંગર સોનેરી નાખી સાઝે દિન થોભે નહીં,
તેજ રંગ એનાં ખીલે પ્રિયાને કપોલ;—
ઘડી ઘડી પૂછો ના કે આ ક્યાં ગયું, તે ક્યાં રહ્યું:
બધી કુદરતનું એ કેંદ્ર છે અમોલ!

૭૬ .

પ્રિયાનું સૌંદર્ય જે આ દૃષ્ટિએ પડે છે તેના
ગુણગાન ગાતો ગાતો થાકી જાઉં હુંય;
રહ્યા છે અદૃશ્ય મારી દૃષ્ટિથી જે અંગ એનાં,
અદ્દભુત સૌંદર્ય કેવું હશે તેનું ગુહ્ય?
દૃશ્ય આ આકાશે ભવ્ય સૂર્ય ચંદ્ર તારા જતા
શું ન કહે સ્વર્ગ કેવું હશે પેલી પાર?
દૃશ્ય અંગોની જો એવી અનેરી અદ્દભુતતા છે,
તો અદૃશ્ય અંગોનો શો હશે ચમત્કાર!

૭૭

કળાધરો જાય રોજ સૌંદર્યની શોધમાંહીં,
એક ધરી મૂકે બીજું: પામે ના સંતોષ,
અધુરૂં દેખાય તે તો જાય કરવાને પૂરૂં,
તોય રહી જાય તેમાં કાંઈ કાંઈ દોષ;
આત્માએ ના જોયું તે શુ આંખ ખાલી જોઈ શકે?
ક્ષિતિજના જેવા એ તો આંખના આભાસ:
પ્રિયાનું સૌંદર્ય એવા કળાધરો ક્યાથી જોશે,
જોયું જે મેં નાખી મારા આત્માનો ઉજાસ?

## ૭૮

પ્રિયા શાને માટે એને ગળે હાર ઝૂલાવે આ?
  વ્યર્થ નથી દીધા એના સુંદર આ કેશ;
હીરા મોતી શાને એના કાને ઝળકાવે બાજુ?
  એ તો એની આંખો પાસે દીપે નહીં લેશ;
શાને એ ગુંથાવે એની વેણીમાં આ ફૂલ કુળાં?
  મુખજ છે એનું લાખો ફૂલ કેરો ગુંજ:
પ્રભુએ છે કીધી જેવી, તેવીજ હું માગું એને—
  માગું હું તો શુદ્ધ સાચાં ફૂલોભર્યો કુંજ.

## ૭૯

પ્રિયા જ્યારે પોયણીની ફૂલમાળા પ્હેરી આવે,
  સજી આવે અંગે મોંઘા સોળ શણગાર,
ઝીણા ઝીણાં વસ્ત્રમાંથી અંગ એનાં ઝગી રહે,
  ચાલે જાણે વીજળીના ચારૂ ચમકાર:
ઝીણાં ઝીણાં વસ્ત્ર એનાં ઊડી રહે વાયુથી ત્યાં
  ઘડી ઘડી સમારે એ પાલવની કોર;
ચંદા આડી પડી જાણે આછી આછી વાદળીએ
  અહીં તહીં સરતું રૂહે કિરણ કો ઓર'

## ૮૦

પ્રિયાતણી સાડીનો હું સુણું સસણાટ તે તો
જાણે તલવારબાજી ચલાવે છે પ્રેમ ;
ઝબુકા એ જોતાં હું અંજાઈ હઠી જાઉં હારી,
કે આ સામો ધસી ત્યાં કપાઈ જાઉં એમ ?
ધસી ત્યાં કપાઈ એના ચરણની પાસે પડું,
જાય આરપાર મારૂં હૈયું ત્યાં ઘવાઈ:
પ્રિયાતણી સાડીનો હું સુણું સસણાટ ત્યારે
વાગે મારે હૈયે જાણે યુદ્ધશરણાઈ.

## ૮૧

ગોરીઘેરી વાદળીના સાળુને ઊડાડતી કેં
ચંદા આવે તારલી શું રમવા આકાશ,
પ્રિયા મારી એવીજ પધારતી દેખાય મને,
તેજરંગી ઊડે એની ઓઢણી ચોપાસ ;
કોક ઊંડા જ્યોતિવિ શું દૂરથી નયન ધારૂં,
માપું એની પગલી કે તોલું એનાં તેજ :
અરે મારી ચંદા ! તારી વાદળી ખસેડ જરા—
તેજ તારાં ઘડી ઘડી ઢાંકે શાને રહેજ ?

## ૮૨

પ્રિયાના કપાળે રાજ્ય ચાલે એના શીલતણું,
જોતાજ પવિત્ર બધે ફરે એની આણ ;
પ્રિયા કેરી આંખે નિજ પ્રતિબિંબ પાડી પાડી
રંગ પર રંગ તેમાં ખોલે એનો પ્રાણ;
પ્રિયાનાં ભવાંએ મારે વિચારો ફલંગ ભારે,
ગાલે છે ગુલાબી એની લજ્જા કેરૂં ધામ ;
પ્રિયા કેરે હોઠે મળી અમી ને આનંદ બંને
ડૂબાડી દે તેમાં મારૂં જીવન તમામ.

## ૮૩

જોઈ છે વસંત ઊભી આંખની અટારીએ કો ?
જોઈ કદી ગ્રીષ્મને લ્હેરાતી કોને ગાલ ?
જોઈ વર્ષા સરી જતી કદી કોઈ પાંપણોથી ?
જોઈ છે શરદ વ્હેતી સુધા મુખથાળ ?
જોઈ છે હેમંત હિમ ઢારતી કો ત્વચા નીચે ?
જોઈ છે શિશિર ઊડી આવતી કો શ્વાસ ?
જઈ જઈ જુઓ ક્યાં એ સર્વ મળે એક ઠામે :
આવો તો બતાવું સૌના પ્રિયામુખે વાસ !

## ૮૪

પ્રિયા કેરૂં હાસ્ય એક વેળા પણ જોયુ કદી ?
    કમળ ને ગુલના ત્યા મન લેહેરાય ;
પ્રિયા કેરૂં હાસ્ય એક વેળા પણ સુણ્યુ કદી ?
    પંચવાતુ ઘટડીના સૂર ત્યા વેરાય·
પ્રિયા કેરૂ હાસ્ય એક વેળા જોયુ–સુણ્યુ સાથે ?
    એ તો જાણે દારૂખાનુ ઊડે કો એમૂલ,
અગ્નિબાણ ચઢી ઊંચે ફૂટી કડકડી નીચે
    વર્ષાવે અનેકરંગી તેજ કેરા ફૂલ !

## ૮૫

પ્રિયા જ્યારે હસે ત્યારે જાણે ગુલકળી ફાટી
    રહે પથરાઈ તેની પાદડી ચોપાસ,
બુલબુલ જેવી એની આખો ચમકીને નાચે
    પાખો ફફડાવતી લે ગુલની સુવાસ ;
પણ પ્રિયા રોય ત્યારે સૌન્દર્ય અમોલ વાધે,
    તેથી એને ખીજવવુ વ્હાલુ લાગે પૂર·
આખો કેરી છીપલીઓમાથી ત્યા વેરાઈ મોતી
    આરસ્સી મોતીપાતુયે ઉતારી દે નૂર !

૮૬

પ્રિયાતણી વસંત આ અચળ અમર રહે,
દીસે એવું એને દેવે દીધું વરદાન ;
વસે એના દિવસમા લંબાઈ પ્રભાત આખું,
નથી તેમા રજની કે સંધ્યા કેરૂં સ્થાન ;
પ્રેમ ને પ્રકાશ ભર્યા એના ચિરયૌવનમા
ફૂલડા ને પાદડાની લીલા છે અથાક ;
ઘેરી ઘેરી રજનીની રજ નહીં ઊડે એને,
કે ન એને ઠારે કો હેમંત મારે હાક.

૮૭

પ્રિયા કેરા સૌંદર્યમા કવિતા અમોલ કેક
જીટાઈ છુપાઈ છે તે જોઈ શકું હુંય ;
વાદળના પટમા રૂપે વીજળી સંતાઈ, પણ
ખોલી દેખે ચમકતું સોનેરી તે ગુણ ;
દોટના એ પડમાથી વ્હેને ગણદાર મોડા,
પોપચાથી ઝગી રૂડેરો દીઠા ચમત્કાર :
પ્રિયા કેરા મુખમા તો કવિતા અમોલ કેક
મેણુએ છે લખી વર્ષ કવિ-અવતાર !

૯૮

ન્યારા ન્યારા તારાઓના કિરણોને લઈ લઈ
ટીપી ટીપી તેનો કીધો મોઘામૂલો તાર;
ઉગતા આદિત્ય કેરાં કિરણોની અગ્રંથી
કલેગી વિશેષી બીજા તારનો પ્રકાર;
પૃથ્વી કેરા પુષ્પોમાંથી કીધો અમીનાગ ત્રીજો,–
બાંધ્યો એમ પછી પ્રિયાઆત્માનો તંબૂર;
પ્રભુ કેરી અંગુલિઓ તારે તારે ચાલી ગઈ,
ઊડે ત્યાંથી કેવા પ્રિયાપ્રાણ કેરા સૂર!'

૯૯

પ્રિયા જ્યારે સ્વર્ગથી આ પૃથ્વીએ પધારી ત્યારે
ચોખુટ આ વિશ્વે વાગી રહ્યા અનુરાગ;
મંજરી ને કુસુમોના તોરણો ટંગાયા પથે,
વ્યોમથી ધરામે ઉડ્યા વસંતના ફાગ;
એનેરી મુદ્રાએ ગુંથ્યો આસમાની ગાલિચો ત્યાં
દેવોએ બિછાવી શણગાર્યો નભપાટ.
દેવો પણ ભૂલ્યા, એના સૌંદર્યમાં ડૂબવા લાગે—
પ્રિયા તો જ્યાં ચાલે ત્યાં રૂપે ખીલી એની વાટ.

૯૦

અત્તારીને ત્યાં જે જઈ ઘડી બેસી આવે પાછો,
અતરસુવાસ તેને છાય અંગ અંગ;
અરુણને બાગે જે વાદળીઓ જાય ગાવા,
તેને દિલે દીપી રહે રવિ કેરા રંગ;
એક દષ્ટે ફરી ફરી સૂર્યને અખંડ જોતું
સૂર્યમુખી ફૂલ ધારે સૂર્યના સૌ બંધ:
પ્રભુકલ્પનામાં પ્રિયા રમી છે અનંત તેથી
આવે પ્રિયાશ્વાસમાંથી પ્રભુની સુગંધ!

૯૧

ઝીણા ઝીણા ઝરણાના અમીબિંદુ કેરા ધ્વનિ,
ઝીણી ઝીણી મોરલીના મધુસુંભી સૂર,
કોકિલના કંઠમાની માધુરી વસંતની,
મોરલાના ટહુકાની ચેતનાના પૂર,
રસરેલી કવિતાના અમર કલ્લોલ મીઠા,
પ્રાણસ્પર્શી સંગીતના નાદ અણમોલ:
બોલતી હો નજર જો સ્નેહે જોઈ તરુણી,
એવા લાગે પડે પ્રિયાકંઠ કેરા બોલ'

૯૨

વાણીની મધુરતા છે પ્રિયાની અત્યંત ઊંડી,
મૌનની મધુરતા છે એથીયે વિશેષ;
શબ્દ એના બાંધી લે છે હૃદયની વાટિકા, તો
મૌન એનું વીંટે આખો આત્માનો પ્રદેશ;
વાણી જો સ્મરાવે એનાં આકાશી સ્વજન મોટાં,
મૌનમાંથી આવે પ્રભુજીના ઊંડાણ;
પ્રિયા કેરી વાણી સુણી મુખ મારૂં મૌન ધારે,
અને એના મૌને મારી બોલી પડે વાણ !

૯૩

અશ્રુપુષ્પોભરી ઇંદ્ર કેરી દરબારે દિવ્ય
સૂર્ય ચંદ્ર તુંબડાની વીણા ઝૂલે એક,
સોનેરી રૂપેરી તેના કિરણોના તાર છેડી
નારદ મુનિ શું ગાતા ગાંધર્વ અનેક;
સુણ્યા હતા પૂર્વજોએ કેક ધન્ય ગીત એવા,
હવે ક્યા તે નાદ સમજાય છે અજીત ?—
પણ પ્રિયા ગાય ત્યારે સુણી પાછા સમજું હું
અણસમજાયા સર્વ સ્વર્ગના તે ગીત.

૯૪

સુણ્યાં છે મેં ગીત મારાં ગવાતાં અનેક મુખે,
    સુંદરીને કંઈ દેતાં વળ્યાં છે આહ્લાદ;
ફુવારાની કોતરેલી પૂતળીના મુખમાંથી
    ઊડે જળધારા જેમ મીઠે મીઠે નાદ;
પણ પ્રિયા ગાય જ્યારે જેવું તેવું ગીત મારું,
    ધસે એના ઉરમાંથી એવા અમીઓઘ,
હિમાલયમાંથી જાણે હિમને ઓગાળી ઊંડાં
    કરે રેલછેલ ગંગા ધરાએ અમોઘ!

૯૫

નાના મોટા પાદડાં દેખાય દૃષ્ટે સ્થૂળ જેવાં,
    પણ સૂર્ય સામે કદી ધરીએ એકાદ,
અર્ધપારદર્શક એ સુંદર બનેલું લાગે,
    ઝીણી ઝીણી રેખા તેમાં શોભી રૂડે આકાર:
પ્રેમહૈયે પણ કૈંક ભાવ રૂડે ગુંથાઈ એવા,
    જગતના ચક્ષુથી છુપાવી રાખે ભેદ;
પ્રિયઆંખ સામે બધા બને પારદર્શક એ,
    બનાવે ત્યાં ગુણ એના રંગ અને છંદ.

૯૬

અતિ ઊંડાં સ્વર્ગસુખ કેરી એકતાનતાથી
કંટાળી ધરાએ પાછા આવે આત્મા કેક,
હતી સ્વર્ગધામે ઊંડી મધુરતા અતિ, તેનું
શોધે ધરાસુખ કેરી કટુતામાં ઐક્ય;
જગતપ્રપંચે પડી ભૂલે અંતે સ્વર્ગને સૌ,
પણ આંખો પ્રિયા કેરી કરે નવોત્પાત;
ભર્યાં એની આંખે એવા સ્વર્ગીય પ્રપંચ છે કે
જોતાં સ્વર્ગ સ્મરી એ સૌ બને પાછા મ્હાત!

૯૭

પ્રિયા કેરી આંખોમાં જે પ્રગટ સૌંદર્ય વસે,
તે તો કદી ચીતરી હું શકું આબેહૂબ;
બેસી બેસી છુપા એના તેજ જે મેં ઝીલ્યા, તેયે
ઉતારીને તેમાં મ્હેં સર્વને તાદ્રૂપ;
પણ પળેપળ એના વિચારો ને ભાવો સાથે
આવે અને જાય ત્યાં અલૌકિક જે રંગ,
અણુઝડપાયા તે તો ત્યાંજ ઊડી જાય અરે!
ઉતારું તે કેમ મારા ફલકને અંગ?

૯૮

પ્રિયાતણા હોઠ કેરી લાલીને ચીનાઈ વ્હાલી,
કુમળી સૌ રેખાઓના ઉનાઈ આકાર;
કળી શા બીડાયલા જે અમીને છુપાવી રાખે,
સૂચવું ત્યાં અણદીઠી તેની પણ ધાર;
પણ કળી ઉઘડીને શબ્દ ત્યાંથી ફૂટે, તેનું
રેખાધારે રેલી રહેતું અમી દાખું કેમ?
રે એ હોઠ કેરો પટ ખોલી દે સંગીત ત્યારે
રેલે ત્યાં જે માધુરી તે ઝીલી રાખું કેમ?

૯૯

પ્રિયાજન્મકાળે એનાં જોશીઓએ જોષ જોયાં:
પ્રભાકર જેવી બધે પૂગશે એ પ્રાણ,
પતિજ્યોતિ ધારી સુધા ચંદ્ર શી રેલાવશે એ,
મંગળ શું સિદ્ધ એનું ઊઠી રહેશે બાણ:
બુધ જેવી ચંચળ ને થશે બટી પટી એ તો,
ગુરુ જેવી ડાહી અને આનંદી સદાય;
શુક્ર જેવી સુંદર, ને શનિ જેવી ધીર ત્યાગી,
રાહુ જેવી ગ્રસી લેશે સૌને નિજ બાંય!

१००

વસંતે વરેલી મારી પ્રિયાની સુંદરતામાં
        એક પણ પુષ્પ નહીં ઉમેરી શકાય;
સર્વશ્રેષ્ઠ તારલાથી ભમ્મરોની જ્યોતિ એની
        એક પણ કિરણથી વધુ ન કરાય;
દિવ્ય એના સ્વરમાં ન સુધાથી લવાય કદી
        એક પણ બિંદુભર મિષ્ટતા વિશેષ;
પણ વધુ સર્વથી એ, હૈયું મારી પ્રિયાનું છે
        સત્ય ને અનંતનાનો ગુહ્ય પુણ્યદેશ.

१०१

પ્રિયાના હૈયાથી વાતી મોંઘેરી સુગંધ સુંઘી
        આત્મા મારો સ્મરે નિજ ગુમાવેલું સ્વર્ગ;
સુંઘી સુંઘી તેને હું તો બનું આત્મારૂપ પાછો,
        દેહ મારો સરી જતા રહે તેજભર્ગ;
રહે તેજભર્ગ ત્યાં તો કવિતા ને સ્વર્ગ કેમ
        મૂળ રૂપ દરય દે ત્યાં પાછાં જ્યોતિપૂર;
હર્ષમાહીં આત્મા પાછો દેહે સરી જાય, ત્યાં તો
        ઝાખા ઝાખા રહે પેલા તૂટ્યા તૂટ્યા સૂર.

૧૦૪

ઊંડી વ્યોમખાણમાંથી ખણી ખણી ખોદી કાઢી
રત્ન કે અમોલાં નિજ રજનીને કાજ
ચાલી ગયો સૂર્ય, પણ જગત અંજાઈ જોતું
જ્યોતિપૂર્ણ રત્નમઢ્યું રજનીનું તાજ;
પ્રિયતરી હૈયે જે આ ઊંડી ઊંડી જ્યોતિ ભરી,
તે આ પોળી કાઢી હૈયે રાખું એક આશ;
હું ન હોઉં ભલે, પણ જગત આ જોઈ રહેશે
ક્રોડો જ્યોતિ ભર્યું એના હૈયાનું આકાશ!

૧૦૫

પ્રિયાની પ્રશંસા તમે કરી કરી થાકી જશો,
વાણી છોડી અંતે મૌને શોધશો બચાવ;
બહુ કહેશો તોય અંતે એજ અણકહી રહેશે,
એવો એના અગણિત ગુણનો પ્રભાવ;
પૂર્ણિમાના ચંદ્ર કેરી સુધા ઝીલી મુગ્ધ બનો,
વાક ધરી આવે તોય નમો ચાદરાત:
અરે, પ્રિયાગુણ કેરો પાશ જો ચૂકાવો કદી,
તો તો એના વાકે પ્રેમે પડી થશો મ્હાત!

હશે શૂર રાજાઓએ મોટાં મોટાં રાજ્ય સ્થાપ્યાં,
    અધિક કુબેરથીયે ભર્યાં હશે કોષ,
ભૂખ છે ભંગાઈ તોય ભૂમિની કો ભૂપતિની,
    એવો કોઈ ભૂપતિનો સુણ્યો છે સંતોષ?
પ્રિયાની અલૌકિક આ જગતને જીતનારો
    ભાગ્યશાળી પ્રાણુ થયો હશે જે નિર્માણ,
અદ્દભુત એ પ્રિયાસૃષ્ટિરાજ્યે રૂડો રાજશે જે,
    તેને વધુ ભૂમિની શી લાગે પછી તાણ?



# કલિકા

પાંદડી ત્રીજી:

## વિલાસ

(મુક્તધારા છંદ)

૧૦૭

દેવોની નવાઈ, પૃથ્વીજનોની સવાઈ મોંઘી,
        જગતમા કદી નહીં જડે જેની જોડ,
પ્રિયા જ્યારે દર્પણમા મુખ નિજ જોય ત્યારે
        અંગ એના ઉપજાવે કૌતુક કરોડ;
જડે નહીં જોડ તે તો દર્પણમા જોય પ્રિયા,
        એના જેવું એકજ ત્યા સુંદર છે પાત્ર:
નિરાશા વિના જો કોઈ જોય એની આખ, તે તો
        દર્પણ વિષેની પેલી જોડ આખ માત્ર!

## ૧૧૦

બળતે બપોર એક વાદળની છાયા જેવી
    ઊડી જાય દૂર, તેવી છે એ દયાહીન;
દોડી દોડી જાય બધી દુનિયાનું તેજ પીવા,
    બીજચંદ્ર જેવી એની ધરા છે નવીન;
શ્રાવણના વ્યોમ જેવી ઘડી રીઝે ઘડી ખીજે,
    જાણે મારૂં ઉર એણે ઢીંગલી છે લીધ;
જેવી હોય તેવી, તોય ઉર મારૂં બાંધી નાખે—
    મારવા ને તારવા છે દેવે એને કીધ.

## ૧૧૧

કંઈ કંઈ રૂપ ધારી વાદળી જો નભે દોડે,
    એની પૂંઠે વાયુ કે એ વાયુ કેરે પૂંઠ;
પ્રભાતનાં કિરણો શાં દોડી બધે તેજ પૂરે,
    અણુબાધી પ્રિયા વેરે સૌંદર્યની લૂંટ;
અણુબાંધી પ્રિયા એવી લાગે મને વધુ મીઠી—
    શૌર્ય ને નિર્દોષતાના અનેરા તોફાન!
ઘડી બાંધુ પિંજરે કે ઘડી દઉં ઊડવાને:
    પ્રેમ મારો હજી ગુથે એજ મોહગાન.

## ૧૧૨

વ્હાલી શરત્પૂર્ણિમાની રાતે સહુ તારલીઓ
    દૂધધોળી ચંદ્રિકામા ધોય નિજ અંગ;
સ્વાતિબિંદુ ઝીલી છીપ મોતી કરી તેમાં ભરે
    સ્નાનશુદ્ધ તારલીની જ્યોતિ કેરા રંગ;
પૂર્ણિમા વધાવવાને પ્રિયા લાવી થાળ ત્યારે
    થયા અજવાળા જાણે ઉગ્યું શુ પ્રભાત:
કમળ ચકોર જાગ્યા, ચંદ્ર પણ લાગ્યો શીકો—
    મેં પે ભરમાઈ પ્રિયા પૂછી આખી રાત!

## ૧૧૩

પ્રિયા જરી ડોક ઢાળી નીચુ જોતી જોય મને,
    ત્યારે એની આખમા હું જોઉં ઊંડા ચિત્ર;
હૃદયના ભાર તેમા આવીને અબોલ બોલે,
    શબ્દ બને શત્રુ ત્યારે ચિત્ર બને મિત્ર;
ઉંડી ચેસે સનાતન શોક નિજ ગુહામાંથી
    એવી આખ કેમ અજુવાળે દે આભાસ;
જોના જાણે મને એની અબોલ ગદનનામા
    પેંગી સે એ ગાન્ધુદેવ વીંટાઈ ચોપાસ.

૧૧૪

પ્રિયા કેરી ઓરડીમાં સતત સુગંધ વાની
બારી પાસે દીઠી સૌમ્ય ચંબેલીની વેલ;
તારા જેવાં ફૂલ એનાં ચાંદનીને બાંધી રાખે,
પ્રિયા ભણી વહે બધી જ્યોતિનશી રેલ:
બારી રૂહે ઉઘાડી ત્યાંથી ડોકાવે કો તારાફૂલો,
અધખીલી કળી જેવી પ્રિયા સૂતી માંહ્ય;
શ્વાસ એનો પડે તેમાં મારા છે વિચાર બધા—
મને, ઓ ચંબેલી ! શેં ન કહે તુ એ જરાય ?

૧૧૫

પ્રિયા નિજ ઓરડીમાં કરે શણગાર ત્યારે
ઊંડા અજવાળાં કંઈ આવે અને જાય
આકાશની કેરી જાણે ખેલતી ત્યાં વર્ષા પ્હેરે,
વાદળ ને ચંદ્રિમાની બદલી કરાય;
બંદરમાં આવતી કે નૌકાના વીંટાય શઢો,
કિયા ગનિકરે મરે વાદળની ફેર;
કૈં કૈં એવું હ્યું, પણ સૂર્ય શો પ્રકાશ એનો
દૃષ્ટિ થકી રસે એના સૌંદર્યનો મ્હોર.

## ૧૧૬

પ્રિયા શણગાર કરી ખીની રહે કમળ શી,
    જોવા એને ચાહું હું તો ખીલને પ્રભાત,
ત્યારે મારી ભૃકુટીના ભમરાઓ બેડા બેડા
    પાંખોને સમારી એનો ઝીલે દૃષ્ટિપાત;
આંખો કેરી દોરીને હું ખેંચી ખેંચી રાખું તોય
    ધસી ધસી જાય જાણે વછૂટચો પતંગ;
વૃથા મારો શ્રમ દેખી પ્રિયા પડે હસી વાંકું,
    તૂટે ત્યાં પતંગ, મારો રંગ થાય ભંગ.

## ૧૧૭

ઝાકળથી ઝૂમી રહ્યાં ઝાડો અને ખેતરોને
    માથે ઝૂલી શુક્રતારા દે નવી વધાઈ;
તિમિરની પૂંઠે દોડી કાંઈ કાંઈ ગયો ફેરી
    પગલીઓ પાડતી ત્યાં ઉષા દૂરે દેખાઈ;
વાદળીઓ ટોળે મળી રંગ સોના ઝીલે ધરી;—
    કોણ એની રમણીય કળી શકે ગુલ?
કુમારી હે ઉષા કરીઃ કૌતુક આકળ એનાં:
    એના રૂપ કાજ તો હારી ગયો દીપ!

૧૧૮

કારતક આવ્યો, વાયુ ઉત્તરે ફુંકાવ્યો ફૂંકે,
    પંખાઓ ઊડાવી ઊંચે ડોની ગયા તાડ,
પ્રકૃતિનો બુર્જ પાછો તોડી નાખી ગુર્જ એનો
    સૂકાં પત્ર પુષ્પે ભરે ભૂમિનો ઓછાડ,
પાંદડાં ઘૂમાવતો ને હવામાં ઊડાડતો કો
    જાદુગર આવી જાણે જગાડે સૌ ચેન,
પ્રિયાની જગાડે સાડી, લગની લગાડે બારી—
    પાનવ ત્યાં ઢાળે પ્રિયા ત્રાસી તતખેવ

૧૧૯

પ્રભાતે ઊઠીને પ્રિયા ખોલે નિજ આંખ ત્યારે
    પૂર્વતેજ ભરી ભરી પીતી તે જણાય,
કમળ શું સ્વમજળે બીડાયલો આત્મા એનો
    ઉઘડીને ખીલી રહેતો સુંદર સુહાય,
પ્રિયા નિજ બારી પાસે ઊભી રહે વ્યોમ જોતી–
    ઊગે એની ભમ્મરે શા નવલ વિચાર!
ઓ! હું પક્ષી હોત તો એ બારી સામે ઊડી ઊડી
    ખેંચત ત્યાં મારા ભણી કાંત તે દિદાર!

;

## ૧૨૦

લાલ લીલા રંગો કેરી શાલ નિજ ખભે નાખી
    પ્રભાતકુમારી આવે રમતી ઇંગિત,
ઉષારંગે ગુંથ્યો એવો ગળપટો નાખી પ્રિયા
    હેમન્તપ્રભાતે આવે ખેતરને પથ ;
કુણી કુણી પગલીઓ પ્રિયાની જ્યાં પડતી ત્યાં
    ઉગી રહેતા લીલા વચ્ચે અગણ્યા ગુલાબ;
હેમન્તપ્રભાતે આવે પ્રિયા મારે ખેતરે ત્યાં
    ભરભર રંગે મારી ખીલે ઉદ્યાન.

## ૧૨૧

ઊંચી ગજદંડ જેવી આંબાની બે ડાળી વચ્ચે
    મેઘધનુ જેવી લટકાવી દોરી એક,
પ્રિયા બેસી તેની પર હીંચકો ચઢાવે ચાકે,
    જ્યોતિસ્તંભ જેવા પગ પૂગે વ્યોમે છેક ;
ગૃહદ્વારે ઊભી એની બા એ જોતી સ્તબ્ધ બને–
    " આ તી કે ? આ છોકરીના એ તે શા તરંગ ? "–
ખગના કો તારા શી કે દેવના કો અશ્રુ જેવી
    પ્રિયા સરી પડી ત્યાંથી મારી રે ઉછંગ !

१२२

વાડીમાં અંધ્યાર્ન આજે લાગે ડીટ જામ્યો બધે,
ઝીની ઝીની સુવર્ણની ધારા પડે શીર;
ફુવારાની પાસે પ્રિયા સૂતી જળકન્યા જેવી
દેખી જાઉં પામે—ધીરે ધીરે રે લગીર !
અધણીઆ પોપચાંમાં જોબનના સ્વપ્ન કંઈ
સરકના લાગે જાણે પંખી આવે-જાય :
અરે એવા પ્રિયાના કૌમારશુદ્ધ સ્વપ્ન વિષે
કોણ પ્હેલો વિચરી ત્યાં હમવા ન ચાહ ?

१२३

આવે ચોથ માસ; ફૂંકે વાયુ કેરા શ્વાસ ઊંડા;
દિવસે રૂહે તડકો ને ગત્રિએ રૂહે ટાઢ;
લીલાલ્હેરે ઝૂલી રહ્યા ઘઉં કેરા ખેતરોમાં
પ્રિયા ફરે પ્રકૃતિ શુ રાખી સ્નેહ ગાઢ,
અર્ધ ઊડયા કેશ એના ઊડે ભ્રમરાયુએ ત્યાં,
છાયા અને જ્યોતિ વેગે ચાલી રહે વણાટ :
દૂરથી દોડાવી મારો પ્રેમરથ વાટે એની
બાધુ તેના ચક્રે ચિર એનો ચળકાટ.

૧૨૪

આંબલાએ નવશણગાર ફરી ધાર્યા હવે,
    ખીલી નવપલ્લવોની ચમરીઓ અંગ;
નાનાં નાનાં, લીસાં લીસાં, મૃદુ એ સૌ પત્રોમાં
    છાયા નવયૌવનની સુરખીના રંગ;
પ્રિયા મારી ખીલી રહી એવી નવયૌવના આ,
    રહ્યો ઉભરાઈ એના ઉરનો વિલાસ;
ફાગણનો ચંદ્ર નવસુરખીએ ઉગે જેવો,
    પ્રિયાનો પ્રકાશ તેવો ઉગે ચોપાસ.

૧૨૫

પૃથ્વીએ વસંત જ્યારે પધારે હમંત પૂરી,
    વને ઉપવને ખરે પાદડાંના પુંજ,
પ્રિયા કો એકાંત શોધી એવી પાનવીલા વચ્ચે
    સૂએ વનદેવી જેવી જઈ એરે કુંજ;
સૂએ વનદેવી જેવી પાદડાંના ઢગ વિષે,
    લાખોલાખ ઉપરથી છાયા સરે અંગ:
જાણે ઊંડા સાગરે કો શોધી મોતીદ્વીપ વિષે
    પડ્યું છે છુપાઈ ઊંડું અમોલું કો નંગ.

१२६

નાની નાની સફરીઓ સાગરતરંગ પર
ધીમે ધીમે આવે જેમ સરતી કિનાર,
સખીઓ શું પ્રિયા તેમ તળાવને તીરે આવે,
ધનુરંગી સાળુશઢ ફૂલે હારોહાર;
જીવનની મફરી શું પ્રિયાને પિછાનું હું તો,
જાણે ઊભી જોય નિજ નાખુદાની વાટ;
પ્રિયા કેરી સફરીનું પામું જો સુકાન હું, તો
વિશ્વસિંધુ ઓળંગીને પૂગું બ્રહ્મઘાટ!

१२७

તળાવને તીરે નિજ સખીઓની સાથે પ્રિયા
બળતે બપોર જળ ક્રીડા થકી જાય;
પૂર્વમાથી રંગોને સંકેલી લેતી સંધ્યા જેવી
પ્રિયા સાળુ ઊંચકતી બોળે જળે પાય;
કમળની હાર જાણે ઉગેલી જણાય, કે આ
હસ્તીદંત-સ્તંભે ઊભો સૌંદર્યનો પૂલ:
મચ્છ બની ભમુ જાણે ચરણકમળ પાસે,
કે આ પૂલ નીચે શશિનાવે ખાઉં ઝૂલ!

૧૨૮

નાની મોટી સખીઓને નક્ષત્રો શી ભેગી કરી
    પ્રિયા મારી ઉજાણીએ જાય ગામ બ્હાર ;
લીલા લીલાં ઘાસ પર લટકે સરકતી મૌ
    ટોળીઓ જમાની કરે મધુર વિહાર ;
લીલા લીલા ઘાસ પર બેસી થાકી બેમે અંતે,
    નયનમા નયન ને હાથમાંહી હાથ :
રાત્રિના મેદાનમા શા રૂપેરી ડેરાઓ ઢોળી
    મડી કરે શુક્ર જાણે તારલીઓ સાથ'

૧૨૯

પ્રિયા મારી જાય જ્યારે ફરવાને બ્હાર ત્યારે
    જોયા છે કદાપિ એના તોર ને રુઆબ ?
સિદ્ધરાજ જેસિંગના જેવી જાણે રણે ચઢી
    ઘડીકમા લાવશે એ જીતી કેદી લાખ ;
કેક મુનિરાજ કેરા સંયમના ગઢ તોડી
    આવશે એ પાછી, બાંધી હૃદયો અનેક :
અરે મારી રાણી ! તારી શક્તિ કોણે જાણી નથી ?
    બાધ મને પૂરો પણ રાખ મારો ટેક'

૧૩૦

પ્રિયા આવે કદી કદી કેશ નિજ છૂટા રાખી,
    જાણે કાળાં કિરણોનો પુંજ પડ્યો સ્કંધ ;
પવન ત્યાં આવીને એ માળામાં ભરાઈ જાય,
    પડ્યો પડ્યો તારેતાર સુંધી લે સુગંધ;
આથડ્યા એ કરે બહુ કાળ મદઘેને માંહીં ,
    ભૂલે નિજ ગતિ અને ભૂલે નિજ દેશ;
હટીલો એ જાય નહીં, ત્યારે પ્રિયા ડોક ઢાળી
    નાખે એને પટકી ખંખેરી નિજ કેશ.

૧૩૧

શેરી કેરે નાકે હુ તો વાટ જોતો ઊભો રહું,
    દે'રે જતી પ્રિયા કેરા દર્શનને કાજ;
કર્ણ મારા તીવ્ર બની સુણે ત્યારે પુષ્પમા યે
    ચાદનીની પગલીના પડતા અવાજ;
પ્રથમ સુણાય સ્વર, ધીમો—સ્પષ્ટ—સ્પષ્ટતર,
    પંચરજતણો પછી સુણું મલકાટ;
એજ ચાલ, એજ ઘાટ; પ્રિયતર—પ્રિયતર—
    હૈયું મારૂં ઉછળીને દોડે અધી વાટ!

૧૩૨

પ્રિયા મારી આવે, મારી કળી, મારી મધુરી એ,
જાણી લઉં હોઉં કદી જોજન હજાર;
સુણું એની પગલીઓ આવતી કો લ્હેર જેવી,
પડે મારે હૈયે જાણે સંગીતની ધાર;
પથ્થર શું બની કદી પડ્યો હોત અહલ્યા શો,
તોય એને સુણી પાછો પામત હું પ્રાણ;
માનવના દેહે, પાછો ઊઠીને ત્યાં પ્રિયાપદે
કરત હું મારું નવજીવન પ્રમાણ.

૧૩૩

ઘડી પર મેઘ આવી ચાલી ગયો હસી તેની
હસી ભૂમિકાએ શીઘ્ર ચુંબનોની છાપ;
પ્રિયાતણી પગલીઓ આવતી દોરાતી વાટે
કીચડ ત્યાં દેખી જરી ખાચી ઊભી આપ;
દોડી મેં તો ચાલ મારી પાથરી ત્યાં દીધી નીચે,
પ્રિયાની હું પામ્યો એક દૃષ્ટિ ત્યાં અમૂલ:
કુંળી કુંળી પગલીઓ લાગી લાગી ચાલે શાલે,
હૈયે મારે પડે સાથે કુંજાં કુંજાં ફૂલ.

૧૩૪

પ્રેમ કેરાં નખરાંને ભાવે બધી વાતો ઊંધી—
અંતરમાં એક ને બતાવે બ્હાર અન્ય:
ડાબું થાય જમણું ને જમણું તે ડાબું દીસે,
દર્પણે એ દેખી પ્રિયા શીખી કળા ધન્ય;
ઇંદ્રજાળ નાખી દાખે ઉલટા એ રંગ કૈંક,
મેના જેવી રાંક, પણ બને જાણે બાજ;
હૈયે હોય હેત પણ પરાણે ધિક્કાર દાખે:
અરે પ્રેમ! એવું તારૂં ઉલટું શું રાજ?

૧૩૫

પ્રિયા મારી કંઈ કંઈ પ્રેમકળા દાખે એવી,
જ્યોતિર્ગંગથી ઝરણી શી એ તો ગાતી જાય;
ફરૂં ત્યાં એ જોય મને, જોઉં ત્યાં એ ફરે પાછી,
મેઘભીંજ્યો ઊભું તો એ મેઘધનુ થાય;
અભ્ર શો ઘેરાઉં તો એ ચંદ્રા શી ડોકાતી હસે,
ધખું હું વૈશાખે તો એ બને શીત પોષ:
દુનિયાની આંખથકી પ્રેમને સંતાડે પ્રિયા,
રખે કોની દૃષ્ટિ મારો સ્પર્શે ભાવિકોષ!

૧૩૬

છાંયા અને તડકાની વાતો ઘણી પ્રિયા જાણે,
એ તો એની કળા કેરાં વિધવિધ રૂપ;
હાસ્યનાં ગુલાબ અને મોતી સ્હેજે વેરી નાખે,
સ્હેજે આખે ઘનઘેરી ઘટા આણે ચૂપ;
ભવાની કમાન એના મુખને આકાશ ચઢે,
ત્યારે ત્યાંથી હઠી જવા ચાહું ત્યાં બેહાલ,
સુણું ત્યાં સુવર્ણઘંટા પ્રિયામુખની, ને મને
પાછો ખેંચે પકડી ત્યાં એની હાસ્યજાળ.

૧૩૭

પ્રિયા મને કહે, "કવિ, તમે મારા ગુરુ બનો;
કવિતા તમારી મારે શીખવી છે સર્વ;"
સુણી એવું હૈયું મારૂં નાચી રહે મારી પાસે,
ઊંડ ખડી રાખી પાસે ઊભો રહે ગર્વ;
પણ મારી કવિતાના પડદા ઉઘાડું ત્યાં તો
એજ મને કહે તેના ઊંડા નવા અર્થ:
શીખવવા જાય તેજ હસતું શીખી આવે,
પ્રિયાની છે એવી ગોઢકળા કો સમર્થ!

## ૧૩૮

એક દિન્ મારે માટે લાવ્યો અજવાળાં રૂડાં,
અનેરા અરુણાં હાસ્ય વેરતો ચોમેર ;
પ્રિયા મને પૂછે, "તમે રચો છો જે ગીતો તેમાં
ધારણ કરો છો તમ નામ બહુ પેર ;–
કયા અમીનામે કહો તમને બોલાવ્યા ગમે ?"
મેં કહ્યું, જે ગમે તે કહે—મોહન કે શ્યામ,
કહાન કે કનૈયો કહે, પ્રાણ કે પપૈયો કહે,
બસ એક "મારો" કહે તો છે તેમા તમામ !

## ૧૩૯

સરખી સમાણી નિજ સાહેલીઓ સાથે લઈ
પ્રિયા મારી લટકતી જાય જળઘાટ ,
ચમેલીની મધ્યે જાણે હોય કો ગુલાબ, તેવી
દીપતી ત્યા સર્વમા તે જતી નિજ વાટ ;
ઇંદ્રધનુ જેવી એ તો વાટી વળી જળ ભરે,
સંધ્યા માથે સૂર્ય જેવો મૂકે ઘડો શીર ;
ઝાડના લપાતો મને જોઈ ફરી ફરી જુએ :
"રહો સખીઓ, કાંટો ભાગ્યો, ઢોળાયુ છે નીર !"

૧૪૦

સખીઓની સાથે પ્રિયા ફૂલ વીણવાને ચાલી -
વાડીમાંના ફૂલ કે આ માનવની ફૂલ ?–
મોગરો તો ચહે એને શિર ચઢી ખીલું આજે,
ચંબેલી કહે એને ગળે ઝૂલી બનું ફૂલ ;
હૈયે તપ્ત માગે ગુલ જોબનના ફૂલ જેવું,
કરવલ્લી બીડવા લે ગુલછડી ઝૂલ :
અરે કોઈ દેવ આજે બનાવે, જો ફૂલ મને,
વીણાના પ્રિયાને પૂછું–"જોયું તારૂં ફૂલ ?".

૧૪૧

નવા નવા પલ્લવોથી છાયા આમ્રવાડીઆમાં
એક દિન પ્રિયા માગી ફરે સખી સાથ;
ભમરાની પેઠે ધીમો કરતી ગુંજાર કુંજે
હળુ હળુ ચાલે ગુંથી હાથમાંહીં હાથ;
જોતાં મને દૂરથી ત્યાં બની જાય બાવરી, ને
ચાંપી દે ત્યાં સખી કેરો ચરણ જરાક :
સખી પામે પીડ તેને રડાવા, મને જોની જોની,
સુખનોથી હાંસી દે ત્યાં પ્રિયા લખીઆખ !

१४२

ચંદા નિજ કર ધારી શુક્રને રમાડે વ્યોમે,
તેમ લઘુ બાંધવને ધારે પ્રિયા હાથ;
તારલીઓ જેવી એની સખીઓ ખેલાવે તેને,
આંખો મીંચી મીંચી હેતે હસાવે સંગાથ;
બાળને રમાડવા હું જાઉં જરા હામ બીડી,
ત્યાં તો ચોંટી ખણી તેને રડાવી કો પેર,
કળા શી બીડાઈ પ્રિયા તીરછી ત્યાં જોતી કહે,
"જાઓજી, રડાવો છો શું!–ચાલો સખી, ઘેર!"

१४३

શેરી કેરી કન્યાઓ સૌ વાડીએ જવાને ચાલી,
ઠણુકતી મેનાઓની ટોળી જાણે હોય;
મીઠી મારી દોરે સૌને : જાણે નહીં શાને કાજે;
હરિણી શી ચપળ ને બીરૂ બીરૂ જોય;
બીરૂ બીરૂ જોય, જાણે આવે કો દિગંતમાંથી,
ફૂટે એને અંતરે કો અણસુણ્યો સાદ;
આંબલા ને વાયરા ને ગંજરી ને કોકિલ ને—
જાણે નહીં શાને કાજે આવે એવા નાદ.

### ૧૪૪

બારી પાસે બેઠી બેઠી પ્રિયા ત્યાં વિચારે કૈં કૈં,
    જાણું નહીં હજી એને હૈયે જાગ્યો પ્રેમ;
પાસેની કો જાંબુડીની ડાળે કોક મેના બેસી
    ડોક ઢાળી ઢાળી એને જોય એમ તેમ;
અરે મેના! હઠી જા તું, દે ત્યાં મને બેસવા તું;
    જગાડું પ્રિયાને હૈયે પ્રેમતણો બ્હાર;
લાખોલાખ પ્રેમ કેરી ચીંચીં ચીંચીં પટપટી
    કિલબિલ કરી મૂકું હજારો હજાર!

### ૧૪૫

અંતર ને બાહ્ય કૈક ખમી ખમી તાપ ઊંડા
    સાઝે પ્રિયાઘર ભણી વળ્યા મારા પાદ;
મીઠી મીઠી પવનની લ્હેર ત્યાં ઊડાવે મને,
    ચાલવું કે ઊડવું—શા હૃદયના નાદ!
પ્રિયાઘરવાડીમાં મેં ફૂલ નવું દેખી ચૂંટયું—
    પૂછીશ હું તેને કે એ કોને હશે યોગ્ય:
ઓચિંતી ત્યાં ખભે મારે હસ્ત ગુંથી બોલી પ્રિયા,
    "તમે બડા ચોર છો—આ બંધનને યોગ્ય!"

૧૪૬

એક વેળા ગયો'તો હુ પ્રિયાની માસીને ગામે,
    લાવ્યો ત્યાથી સંદેશો હુ પ્રિયા કાજે ખાસ,
પ્રિયાવર જાઉં ત્યા તો સખીઓની સાથે વાટે
    નક્ષત્રમા શુક્ર શી એ મળી ઘર પાસ,—
પ્રિયા મને કહે, "બોલો હળુ હળુ કાનમા એ,'
    અને એના કાને મારુ મુખ લાવુ, ત્યાય
"હાશ, કાઈ કરડ્યુ ઓ!" કહેતી એ હડાવે ડોક—
    અને એના ગાલે મારા હોઠ અથડાય!

૧૪૭

ઊંડી પ્રિયાઆખમા છે શીતળ પ્રકાશ ગ્હેરો,
    થાક્યાનો વિસામો અને ચાહ્યાનો આગમ,
ગીહીદાડા મેદાનોમા રમી ગમી ગોપબાળો
    તાપમા તપેલા સાઝે આવે બની શ્યામ,
વાળુ વળી પાતરા સૌ મુખે ધરે ત્યા તો પ્રિયા
    મટુકીથી દૂધ સૌને પાય આણી વ્હાલ,
ખધો એક બાળ ત્યા કહે ઊંચો થઈ, "ચુમુ તને,"
    પ્રિયા હસી વાકી વળી ધરે નિજ ગાલ!

## ૧૪૮

ફૂલો છે ઉગાડયાં નિજ વાડીમાં પ્રિયાએ મોંઘાં,-
    ઊભી એની નિશાળે શી બાળકોની હાર!
રૂડાં છે એ ફૂલ પણ ભાવે મને વનતણાં,
    અરે મારાં વનનાં એ ફૂલનો શો બ્હાર!
પ્રિયા પણ કેવું મારૂં વનનું છે ફૂલ મોંઘું,
    નાચતું ને કૂદતું શું ખેલે વાયુ સાથ:
જીવનને વાટે અને ઘાટે એ તો ઉગી ખીલે,
    ચૂંટયું પણ દીપી રૂહે એ શિરે, ગળે, હાથ.

## ૧૪૯

કાળા ઘેરાં પાંપણો ને પોપચા ઢાળેલાં નીચાં,
    એની ઝૂમે સંધ્યા મારાં ખેતરને શીર;
મીઠાં મીઠાં ખજુરાંમાં દિનભર ગાઈ ગાઈ
    મેના મારી આવે પાછી ઊડતી અધીર;
કાળાં ઘેરાં પાંપણો ને પોપચાં ઢાળેલાં નીચાં,
    પ્રિયા એની સાઝે ફરી જાય પાછી ઘેર;
ઘડી ચાલે ધીમી, ઘડી જાય અર્ધ દોડતી તે:
    નિર્ભય શું થાય ના એ મેનાતણી પેર!

૧૫૦

છાતીપુર ઝૂલતાં જુવાર કેરાં ખેતરોમાં
 પ્રિયા દોડે અટપટી ચકલીઓ પૂઠ ;
કુંડાં કોક ઝૂમી પડે તેને પાછાં ઊંચકીને
 લાડી મૂકે ઠામે, ધરી દૂધમય મૂઠ ;
થાય ઘનઘોર, પડે મેઘ મહા શોરથકી,
 પ્રિયા દોડે ઝૂંપડે કો ખેડુ સ્ત્રીની પાસ ;
ધરા ને આકાશ બ્હાર મસ્તીમાં ગુંથાય ઊંડાં,
 ઝૂપડીમાં પડે બધો પૃથ્વીનો પ્રકાશ !

૧૫૧

પશ્ચિમની પૂઠે દોડી સૂર્ય મધમાખ જેવો
 મારી એક ચટકો ત્યાં કરે તેને લાલ,
પ્રિયા કેરી પૂઠે સાંઝે વાડીમાં હું જાઉં ત્યારે
 દૃષ્ટિતણા ડંખે એના લાલ બને ગાલ ;
લાલ બને ગાલ ને કપાળ એનાં લજ્જાથકી,
 સરી જતી સાડીનો ત્યાં ખેંચે છેડો શીર ;
ચાલી જતી જોતો એને ડૂબું અશ્રુસાગરે હું,
 લાલ બને આંખ અને વહે લાલ નીર.

૧૫૨

અસ્ત થતા રવિ કેરાં કિરણોની રેલ ચાલે,
    તેની સામે ઊભી રહે પ્રિયા છૂટે કેશ;
કિરણોમાં કેશ એના ભળી જતા લાગે સ્હેજે,
    કે આ ખીલે કિરણોનો નવીન પ્રદેશ;
સોનેરી કમળ કેરા ઝૂમખા શો રવિ ઝૂમે,
    રવિ કેરા ઝૂમખા શું પ્રિયામુખ તેમ :
જોઉં જોઉં ઉભયની જ્યોતિભરી પાંદડીઓ,
    હશે કયું બિંબ, પ્રતિબિંબ કયું એમ !

૧૫૩

સખી સાંઝે જનતણો પગરવ દૂર થતાં,
    વૃક્ષોથી છવાયા રમ્ય તળાવને તીર,
પ્રિયા ઘડી બેસીને ત્યાં નીરને નિહાળે ઊંડાં,
    સ્નાનથકી આવે ઊર્મિ ઉરમાં લગીર;
ઊઠી સાંઝે જનતણો પગરવ બંધ થતાં,
    પ્રિયા ઊઠી તળાવમાં ઉતરે અધીર :
અર્ધ સંકોચાની શુદ્ધ સૌંદર્યની મૂર્તિ જેવી
    વાદળાં ઉતારી પેસે ચંદ્રા વ્યોમનીર !

૧૫૪

સૂર્ય ગયો જાણી, નભસાગરમાં તરવાને
    રજની ત્યાં ચાં'તી આવી ઊભી રૂહે દિગંત;
ધીમે ધીમે આછાંઘેરાં વસ્ત્રને ઉતારતી તે
    ચંદ્ર તારા કેરી શોભા બતાવે અનંત;
પ્રિયા તેમ જળે ચંદ્ર તારા ચમકાવતી ત્યાં
    કરે ક્રીડા, તેની વૃક્ષે બેઠો કરું ઝાંખ:
છાયા મારી ઓચિંતી ત્યાં જોઈ જળે ડૂબી પ્રિયા
    પાણીને ઊડાડી ઊંચે ભરે મારી આંખ!

૧૫૫

એક સાંઝે વેરાતી'તી તિમિરની રેત ઝીણી,
    પ્રિયાને સુણાવી મેં ત્યાં કથા જૂની એક:
સાત સાત વર્ષ સુધી એક ભીલ કુંવરીને
    કેવી હતી ચાહી એક રજપૂતે નેક;
લૂંટારાને હાથે કેવી પડી તે છોડાવી લાવ્યો,
    લડતાં ઘવાઈ મુઓ કુંવરી સમક્ષ;
મારી ત્યાં કટારી કેવી અંતે મરી સાથે ગઈ—
    સુણી પ્રિયા રડી ત્યાં ભરાઈ મારે પક્ષ!

## ૧૫૬

પ્રિયા નહીં જગતની દુઃખધેરી વાતો જાણે,
એ તો મારી આનંદની પૂતળી નિશંક;
કરુણપ્રસંગભર્યાં ગીત કંઈક ભાવે એને,
તેથી એવાં ગીત હુંય ગાઉં બની રંક;
વહે ગીતગંગા તેમાં રેડું મારી યમુનાને,
ઉછળે ત્યાં ખેવડાં એ ભાવનાયા નીર;
સૂર મારો ઊંચે જઈ ધ્રૂજી પાછો ઉતરે, ત્યાં
પ્રિયા સારી આંસુ મારે ખભે ઢાળે શીર!

## ૧૫૭

પૂર્ણિમાની રાતે શુદ્ધ અભ્રહીન વ્યોમ વિષે
ચંદ્ર સરે જાણે નીરે તરે ધોળો હંસ;
રૂપેરી પ્રકાશ કેરાં પિચ્છ નિજ વેરતો તે
ઉજાળી દે સ્નેહે આખો રજનીનો વંશ;
પૂર્ણિમાની રાતે સુધા વેરી વેરી ચંદ્ર જતો,
રહેતો પૂંઠે તોય તેનાં પિચ્છનો પ્રકાશ;
પ્રિયા નિજ સુધા વરસાવી એમ જતી ત્યારે
જોઈ રહું પંથ એનો જ્યોતિ કેરે આશ.

૧૫૮

આવે નવરાત્રિ ત્યારે ગામની સૌ કન્યકાઓ
પ્રિયાને બોલાવે ગાવા ગરબા ને ગીત;
પૃથ્વી જેવી દીવી મૂકી, તારાઓ શું ચંદા જેવી
ઘૂમતી ગવાડે સૌને પ્રિયા રૂડી રીત;
હશે લોકગીત લોકકવિઓએ રચ્યાં, પણ
હિમાલયે હિમનો ન અંધારે આહ્‌લાદ;
પ્રિયાતણા સૂર તેમાં ચંદ્રિકા શું ભળે ત્યારે
આવે લોકગીતમાં અલૌકિક આસ્વાદ!

૧૫૯

ઊંચા સ્વર્ગમંદિરના સોનેરી કળશે ઊડી
સ્વર્ગપક્ષી જેવા મહાકવિ ગાય ગાન;
પ્રિયા એવાં ગીત ઊંચાં ગરબે ગવાડે ત્યારે
લોક કહે હશે એને અર્થનું શું ભાન:
અરે ભાઇ, અમે પણ કવિ વધુ જાણીએ શું,
અમે પણ પ્રભુદત્ત આપીએ સંદેશ;
અને અમ વાણીમાથી એવું તે શું વહે છે કે
સુણનાર જાણે બોલનારથી વિશેષ?

૧૬૦

દીવાળીના દિવસોમાં પ્રિયા મારી એક સાંઝે
    દીપિકાઓ જેવી નિજ સખીઓ શું જાય;
કુંળી કુંળી પગલીની પેખી કુમળાશ મોંઘી
    વાટમાંની ધૂળરજ શરમે દબાય;
દીપિકાઓ જેવી એની સખીઓની આંખ દીપે,
    જાણે પ્રિયામુખે પડે એનોજ પ્રકાશ:
દીવાળીને માટે લોક કરે છે આ દીવાઓ, કે
    દીવાઓને માટે આવે દીવાળી આ ખાસ!

૧૬૧

પ્રિયા વિષે કાંઈ કાંઈ વાતો મારે કાને આવે,
    ડોસીમા કો બેસી એના ગણાવે કૈં દોષ:
"અરે છે એ છોકરી તો છોકરાની બેન જેવી!
    ભૂલ્યાં હશે બ્રહ્મા સાથે જોશીઓનાં જોષ;"
કોઈ અતિ પટ્ટી, અતિ ખંધી, અતિ ભોળી કહે,
    કોઈ કહે જાણે શું એ પુરુષોના ફંદ:
અરે છે એ છોકરી તો છોકરાની બેન જેવી!—
    ડોસીમા! મેં કીધી હશે તેથીજ પસંદ!

१६२

પગથી તે માથા સુધી હશે એના દોષ ઘણા:
દિનભર સૂએ તે તો જાણે રાત માત્ર;
પ્રિયા કે આકાશને શું જાણી શકે જન એવાં,
બારીહીન ઓરડીમાં પડ્યાં જેનાં ગાત્ર;
આનંદનાં આંસુ તે શું શોકનાં યે હોઇ શકે?
સૌંદર્યે અપૂર્ણ એવું માને એવું કોઈ:
સૌંદર્ય જે કરે બધી પૃથ્વીને પવિત્ર, ભલા,
ભલે તેના દોષ બધા બેઠા રહે જોઈ.

१६३

દોષભરી દુનિયા જે જોઈ જાણે દોષ બધે,
પ્રિયાની નિર્દોષતા તે જોઈ શકે કેમ?—
ઝરાએ ઝરાએ જેને હાસ્ય ઝરી જતું લાગે,
પવને પવને જેનો ફૂંકી રહે વ્હેમ;
ચંદ્ર આ નિર્દોષ માત્ર જ્યોતિસુધા વેરે બધે,
ભાળી એને જગે બધે ભરતી ભરાય;
પ્રિયા રહે રેલી ત્યાં આ દુનિયા તો ઘેલી બને:
અરે ભાઈ, દુનિયા આ દિવાની કહેવાય!

૧૬૮

આકાશના અંતરમાં ઊંડું ઊંડું જોતી કાંઈ
રજની જ્યાં ઊભી ખોલી તારાભરી પાંખ,
હજુ હજુ પડે ત્યાં તો ઓચિંતો સતાવવાને
ચંદ્ર આવી પાછળથી દાબે તેની આંખ !
મણિબિંદુભર્યો નિજ પાલવ સમારતી જ્યાં
પ્રિયા ઊભી ઊંડાં ઊંડાં સ્વપ્ન જોતી આમ,
પ્રેમ મારો જઈ પૂંઠે પોપચાં દબાવી એનાં
પૂછે હસી, "બોલી દે હું કોણ, મારૂં નામ?"

૧૬૯

જ્યારે મધ્યરજનીની ભૂમિ કેરા રેતીકણો
મીચકે રૂપેરી આંખે મારી ચળકાટ,
ચંદા નિજ હોડલીનો હિંડોળો બનાવી તેમાં
હીંચ ખાતી ખાતી હળે પશ્ચિમને ઘાટ;
લટકતા તારાઓનાં દોરડાંને ઝાલી અંતે
સિંધુરે સરી પડે હિંડોળાની સાથ:
પ્રિયા એમ હીંચી હીંચી સરે ત્યારે હું ય શાને
ઝીલવા ન ખોલું મારાં હૃદય ને હાથ!

१७०

સૌંદર્યની ભેગી કરી બધી કુમળાશ સાથે
વસંત પધારી જ્યારે પ્રિયા કેરે કુંજ,
લીલી ઉભરાતી ભર છાયા નીચે એકાંતમાં
પ્રિયા મારી સૂતી કરી કુસુમોના પુંજ:
જાણે એના આત્માએ ત્યાં પાંખો નિજ ઢાળી દીધી,
કુંળી કુંળી પાંદડીઓ અંગને વીંટાઈ;
ગુલાબનું ફૂલ જાણે પાછું આ બીડાઈ ગયું,
અને કળી બની પાછું સ્વપ્ને રૂહે ઝૂલાઈ!

१७१

ફૂલડાં ઉછાળતી ને વેરતી આ બંને હાથે
આવે છે વસંત જેવી પ્રિયા મારે ઘેર;
શેરીમાના બાળકોને કરી બધા એકઠા હું
વસંતના ગીત ગવડાવું રસભેર;
પંખીડાં સૌ બેસી બ્હાર ડાળીએ ડાળીએ ગાય,
ફાગણથી સુખ સૌના ભરે આબાહ્હેર:
આવી છે વસંત કે આ મીઠી છે હસંત આવી ?
ગામ બધું જાણે કોણ આવ્યું છે આ ઠેર.

१६४

પ્રિયાના નિર્દોષ ખેલ, પ્રિયાની નિર્દોષ મસ્તી,
આનંદની તાળીઓ ને હાસ્યના કલ્લોલ—
જાણે એની પ્રભા હજી નથીજ બંધાતી કોથી,
હજી એના સ્વર્ગનો છે એવડો હિંડોલ.
"અરે છે એ છોકરી તો છોકરાની બેન જેવી,"
ડોસીમા શું બોલી નથી એવું દિન એક?
મૃદુતા ને સૌમ્યતામાં શૂરતા સ્વતંત્રતા છે,
છોકરીની લાજ છે ને છોકરાનો ટેક !

१६५

પ્રિયાની બા જ્યારે એનો ચંદ્ર જેવો દોષ કાઢી
ઘડીભર જાય જાણે પ્રિયા શું રીસાઈ,
માનને મનાવવા એ આસુભરી આંખે તેની
એમ તેમ ફરી જતી ડોકે રહે વીંટાઈ;
જાણે ગોરી જળભરી વાદળાની કન્યકા કો
ન મનાતા પર્વતને કંઠે પડી રોય;
સુંદર બનાવે એવાં રુદન વધારે સદા,
આંસુડાંનાં બિંદુ એવો આત્મા ઊંડો ધોય.

૧૬૬

પ્રિયા જ્યારે મારા ભણી આવતી દેખાય ત્યારે
ઉગે મારો દિવસ ને ઉઘડે આકાશ;
સૂર્ય જેવું મુખ એનું કિરણો ત્યાં વેરી ભરે
અંતરે ઉજાસ ને ઉજાસ આસપાસ;
પ્રિયા જ્યારે મુજથકી ફરી પાછી જાય ત્યારે
ડૂબે મારો દિવસ ને ખોલે રાત્રિદેશ;
સૂર્ય ચાલી જતાં ત્યાં તો રાત્રિના અંધાર જેવા
જોઈ રહું પૂઠે એના કાળા કાળા કેશ.

૧૬૭

ચોથુ પૃષ્ઠ વાચી નિજ તેજગ્રંથમાથી જ્યારે
ચંદ્ર છોડી જાય પાછો પૃથ્વી કેરો પાટ,
ઝાકળના જેવું ઝીણું વરસે અંધાર પૂઠે,
તેમાં ડૂબી જાય એની વિદાયની વાટ;
પ્હોળી પ્હોળી થતી એક તારકની પાપણો ત્યાં
ખેંચાતી ખેંચાતી તેજ વાટે ફેંકે નૂર:
પ્રિયા ચાર વાત એવી કરી ચાલી જાય ત્યારે
ખેંચાતી ત્યા આખો મારી જાય પૂઠે દૂર.

# કલિકા

પાંદડી ચોથી :

## અર્પણ

( મુક્તધારા ૭૬ )

૧૭૩

આવી છે વસંત પત્ર પુષ્પ કેરા થાળ ભરી,
    લીલી ધરા ખીલી રહી મંજરીને હાસ,
આભ અને આભલામાં ઓચિંતા સૌંદર્ય ઉગે,
    નવલ સુગંધ ભરે સૃષ્ટિ કેરો શ્વાસ,
પ્રકૃતિમાં બધે એવો ફાગણનો પ્રાણ ફૂટે
    હૈયું જ્યારે મોજાં જેવું ફૂટે ધરા સાથ,
અને નવું નવું કાંઈ ઉગ્યું લાગે, ત્યારે કહો,
    ન્હાવું કે ન ન્હાવું એ શું આપણે છે હાથ ?

૧૭૨

ફૂલવાડી વિષે એક ફાગણપ્રભાતે ફરૂં,
    'નવાં નવાં ફૂલ ત્યાં હું જોતો જોતો જાઉં;
ઝાડને ભરેલાં નીચે લીલાં લીલાં ઘાસે પડ્યાં
    અહીં તહીં બાળ જેવાં ફૂલ લેવા ચાહું;
દૂરથી કો ફૂલ મોંઘું વૃક્ષ નીચે પડ્યું દીપે,
    વસંતને મુગટેથી ખર્યું જાણે ત્યાંય;
ફૂલ લેવા જાઉં પાસે, વાંકો વળું ઊંડી આશે—
    પ્રિયા ત્યાં તો ઊઠી મને જોતી જોતી જાય!



१७४

લીલી છે વસંત આવી: લીલા શણુગાર એના;
    લીલી એની સાડીમાં છે વિધવિધ ફુલ;
દા'ડા લાંબા થાય; સૂર્ય રોજ રોજ વધુ વધુ
    નમે થોભી જોય એનું સૌંદર્ય બેમૂલ;
ફૂલમા ગુંથાય ફૂલ; અભ્રમાં ગુંથાય અભ્ર;
    પ્રેમમા ગુંથાય પ્રેમ: આવી છે વસંત:
અંતર ને બ્હાર બધે ઉઘડે છે લીલા ઊઠી,
    ઉઘડે જ્યા પ્રેમ તેની આશનો ન અંત.

१७५

સૂર્ય નથી, ચંદ્ર નથી, તોય છે પ્રકાશ ઊંડો,
    જળ નથી, થળ નથી, તોય છે સુધામ,
જંત્ર નથી, મંત્ર નથી, અફળ છે કળા તોય;
    પાંખો કે ના વાયુ, તોય ઊડે આઠે યામ;
જાણનાર જાણે નહીં, દીઠું કદી માને નહીં,
    ચાલ્યુ જાય સીધુ, નથી રાહ કે સુકાન;
નથી ઊંચે આકાશે, કે નથી નીચે ધરા પર,
    પ્રેમ કેરું નાચે એવું અદ્દર વિમાન!

૧૭૬

પ્રભાતે આ કમળને ખીલી રહેવું ભાવે શાને ?
  રજનીમાં કુમુદની બોલે શાને હોઠ ?
ચંદ્રતણી ચાલે શાને ઉદધિ ઉછાળે ઉર ?
  ફૂલોને શેં ગમે મધુમક્ષિકાની ગોઠ ?
ઘનઘોર સુણી શાને મોર નાચી શોર કરે ?
  દક્ષિણનો વાયુ વાતાં હસે શેં વસંત ?
દૂરના સંદેશ એવા કેમ આવે, કેમ ઝીલે ?
  રહ્યો અણદીઠો ક્યાં એ ધુજી રહે તંત ?

૧૭૭

આખ જે આ આખને તો ઘડી ઘડી કહેતી કૈંક,
  મુખ જે આ મુખ કેરૂં ચોપી રૂહેલું મૌન,
શ્વાસ જે આ અટકનો અર્થ કૈં નિઃશ્વાસ ખાતો—
  પૂંઠે રહ્યું ગુહ્ય તેની સાન દેતાં ગૌણ;
પૂંઠે રહ્યું ગુહ્ય, તે તો કાળા મેઘ પાછળથી
  ચંદ્ર જાણે રેઠી રૂહેતો છુપી શતધાર;
વેતભર વાદળે કે વ્યોમભર ઘટા ઘેર્યે
  કદી શું રૂહે છુપો વ્યોમે ચંદ્રનો સંચાર ?

૧૭૮

યૌવનને ઘડ્યું, અને ઘડ્યો સાથે આનંદને
    યૌવન ને આનંદની પૂઠે ઘડ્યો કાળ,
ઘડપણ ઘડ્યું, અને ઘડ્યું સાથે ડાંપણને
    ઘડપણ-ડાંપણની પાછળ જંજાળ ,
પ્રેમને જો ઘડ્યો, અને ઘડી છે અમરતાને
    પ્રેમ ને અમરતાની પૂઠે ઘડ્યું ટટ ,
પ્રિયાને છે ઘડી, અને ઘડી દિવ્યભાવનાને
    અરે વિધિ ! શાને સાથે ઘડી મારી દટ ?

૧૭૯

પ્રિયા તું જો જાગે તો હું જાણું આ શું છે તે બધું,
    પ્રિયા, તું ન જાગે તો આ જગે જાણે કોણ ?
કાયની જે વાત તે તો આજે કોણ કલ્પી લેશે ?
    યોગના જે બીજ તે તો રોપાયા છે હોણ,
પ્રિયા, તું જો જાણે તો આ ઊર્મિની ઉકેલ જાણે,
    પ્રિયા, તું ન જાણે તો શા સિંધુના ઘુઆણ ?
જગતની જ્યોતિઓ છે જોયો બાલ પાટ મારો,
    તિમિરે છે દીઠો મારા દિલનો દુકાળ !

૧૮૦

આંખમા એ વસે તેથી આંખે આંસુમોતી ઝરે,
છાતીમાં એ વસે તેથી શ્વાસ ને ઉસાસ;
ચિત્તમાં એ વસે તેથી ચિંતન ન જાય એનું,
હૈયામાં એ વસે તેથી પળેપળ પાસ;
મુખમાં એ વસે તેથી અધર તલખ કરે,
આત્મામાં એ વસે તેથી માગે દેહયોગ:
પ્રભુના અસ્તિત્વ માટે પ્રમાણો શું માગવાં છે?
અરે પ્રિયા, એજ અત માનવના ભોગ!

૧૮૧

પ્રિયા, એક શબ્દ તને કહેવાને હું માગું, પણ
કેમ એવો શબ્દ અભડાવું મારે શ્વાસ?
જરા જરામાંહીં લોકો સ્હેજે જેને હસી કાઢે,
તેને કદી હસી ન કઢાવું તારી પાસ;
યોગ્ય નિરાશા તોય આશા ત્યા ડોકાવી જોય,
હસતી એ ચંદ્રિકાને વારવી શા કાજ?
શબ્દ આવે જીભે પણ તેને સદા હૈયે રાખું—
એક તારી દયા માગું, આપ મને આજ!

## ૧૮૨

પ્રેમ પ્રેમ કહું પણ કેમ સૌનો બોલ બોલું ?
પ્રીત પ્રીત વદું પણ એ તો સૌની રીત ;
વ્હાલ કહું, પ્યાર કહું, હેતનો ઉચ્ચાર લહું,
શબ્દ મારો ખોળું પણ ચડે નહીં ચિત્ત ;
હૃદય જે પૂજે અને પ્રભુ જે ન તજે કદી,
પૃથ્વીથી યે પર એવો જેનો છે સંતોષ,
મૂકું તારે ચરણે તે સ્વીકારી શું લેશે ના તું !
શબ્દ નહીં જડે, ખોળ્યો આખો જગકોષ.

## ૧૮૩

આંખે વસે તારલા બે તેથી ચાહું આંખો એની,
ગાલે છે ગુલાબ તેથી ચાહું એજ ગાલ ;
મુખે અમીપાત્ર ભર્યું તેથી ચાહું મુખ એનું,
લહરી શી ચાલે તેથી ચાહું એજ ચાલ ;
કોયલ છે કંઠે તેથી ચાહું સ્વરમાધુરી એ,
ખીલી રહે હાસ્ય તેથી ચાહું એ વસંત :
સર્વે એ સુકાય ને સુકાય એવો પ્રેમ પણ,
હું તો ચાહું એને માત્ર પ્રેમથી અનંત.

१९४

જીવનસરે આ ધાર્યાં કિરણ અનેરા તારા,
ત્યારથી હું રહું, પ્રિયા, હાલ કે બેહાલ,
એક તારી નજરે આ સરના સરોજ ખીલે,
બીજી તારી નજરે તે ડૂબે રસાતાલ,
ભાગ્ય મારૂ, કર્મ મારૂ, શોભા મારી, કીર્તિ મારી,
જોઉં છું કે જોય જગ તારેજ પ્રમાણ
પ્રિયા, તારા હાથમા છે જીવન કે મૃત્યુ મારૂ,
માર કે જીવાડ, પ્રિયા, તુજ મારો પ્રાણ !

१९५

પ્રિયા, જો આ દેહ મારો દેરા જેવો બની રહ્યો
હૈયાના સિંહાસને તું મૂર્તિ બેઠી માહ્ય,
ખડે ખડે પ્રેમજ્યોતિ બળે છે અખડ તેમા,
પૂજારી આ પ્રાણ નિત્ય પૂજા કરે ત્યાય,
આંખો ઘડી ઘડી પાણી ભરી ભરી લાવે ઊંડા,
કાન માધુ સંત જેવા ધરે ઊંડુ ધ્યાન,
સોહં સોહ ચાલે શ્વાસ, રસનાએ ભક્તિરાસ,
આરતીએ ઉતરે છે જીવનનું ગાન

## ૧૮૬

પ્રિયા, મારા શરીરનાં અણુ પરમાણુ વિષે
    ભરાઈ રહી છે તારી છબી ઓતપ્રોત;
પ્રિયા, મારા પ્રાણના પ્રદેશને ઉજાળી રહી
    તારા પ્રાણ કેરી સર્વવ્યાપક છે જ્યોત;
વીંધી દે તું ગમે ત્યાં આ ફૂટતા વિચાર મારા,
    જોશે તું ત્યાં પ્રગટના તારાજ ચીતાર:
દર્પણને તોડતાં યે એકેએક ટુકડાએ
    ઝગી રહેશે પૂર્ણ પ્રતિબિંબ તે મોઝાર.

## ૧૮૭

જેના રૂડા ગુણભર્યા રંગ અને જોગ થકી
    ધનુષ્ય ધરાવી શકે સુંદર મરોડ,
પણ જો તે છૂટી થતાં બની જાય વ્યર્થ એ તો,
    આવે એવી ધનુષ્યના જીવનમાં ખોડ;
ચિત્તમાં જોડાઈ એવી પ્રીત જે આ પ્રિયાતણી
    તેને છૂટી કરતાં તો ચિત્ત ચળી જાય:
જીવ છે તો જીવન છે, જીવ ના તો જીવન ક્યાં!
    ધનુષ્ય શી બંધને છે મનુષ્યની કાય.

૧૮૮

સૂકો એક ખાડો હતો પડ્યો કોક ખૂણામાંહીં,
હાડમાંહીં પથરા ને માંસમાંહીં ધૂળ;
ક્યાંની ચાર, ક્યાંના છોડ, ક્યાની લીલા વસે તેમાં:
ફૂટ્યું તેને માથે એક ઝરણનું મૂળ;
રુમઝુમ ગાન ત્યાં ગવાતું અમી પાતું રહે,
લીલા આસપાસ હવે ખીલે ભલી ભાત;
પૂછો કો એ ખાડાને એ ઝરણ ભૂલાય કદી?—
પ્રિયા, રસ આવ્યો ત્યાંજ જીવનપ્રભાત.

૧૮૯

પ્રેમ છે ત્યા આશ વસે, પ્રેમ ત્યા પ્રકાશ લસે,
પ્રેમ છે ત્યા જીવનના જાગે ધબકાર;
પ્રેમ જો ન રહેો કે ન રહી તેની છાય, તો ત્યાં
દૃષ્ટિએ ભીડાશે બધી દુનિયાના દ્વાર;
જીવનની અંધરાતી કઠણથી ખરી પડી
સૂકા પત્ર જેવી નીચે ગબડશે આશ,
ક્ષીણ ક્ષીણ થતા કાળા સિંધુના ઉછાળા વિષે
અંતે ડૂબી જશે ઊંડા અંધારાં આકાશ.

### ૧૯૦

કદી કદી યત્નથકી ચઢું છું હું વ્યોમવૃક્ષે
  કાચાં પાકાં ફળ તેનાં તોડી લેવા સાર;
આવ્યો છે આ ચોર એમ જાણી મને વ્યોમદેવો
  તોડી પાડી નીચે પાછો કાઢી મૂકે બ્હાર;
છોડું વ્યોમવૃક્ષ, અને દોડું હું અનંતતામાં,
  કાળ કેરી સીમા યે વટાવી જાઉં સધ:
ભલે મારી કલ્પના આ ઊડે વ્યોમપાર, પણ
  પ્રેમની અનંતતા ન પામી શકી અદ્ય.

### ૧૯૧

જુગ જુગ થયા, પ્રિયા, તારી પૂંઠે જાઉં હું તો,
  જન્મે જન્મ બનું હું તો તારો જોડ-દેહ;
જમાનાએ જમાનાએ તારોજ હું હતો, પ્રિયા,
  તુંય હતી મારી, એવું કહે મને સ્નેહ;
જુગ જુગ થયા એમ કડીએ છે કડી બાંધી,
  બનાવી છે એવી પ્રેમસાંકળી અનન્ય;
જન્મે જન્મ ઊધીશું ને જન્મે જન્મ બાંધી જોશું
  કદી નહીં તૂટે એવી સાંકળી એ ધન્ય.

## ૧૯૨

પૃથ્વીએ પધારી તારા સ્વર્ગથી તું જ્યારે, પ્રિયા,
 ત્યારે શણગાર્યો ભલે સ્વર્ગે તારો સાજ ;
ભલે તારી પગલીના પંથમાં દેવોએ મોંઘી
 આસમાની જાજમ બિછાવી તારે કાજ ;
પણ આ આકાશ જેની કીકીમાં સમાય એવો
 પાંથર્યો અનંત મારો પ્રાણ તારી પાસ ;
કેદી દે તે પગે કે આ હ્રદયે દબાવ તારા ;
 બીજે ક્યાં સમાશે તારા લાખેણા ઉલ્લાસ ?

## ૧૯૩

ઊભો આ કિનારો દૂર સમુદ્રને ઝાંખી રહે,
 ત્યા તો ધસે સમુદ્રની ભરતીના મોજ ;
સમુદ્ર નિપેથી જાણે હૈયું એનું વહી રહ્યું,
 એવું આવે એનું આ ઉછળતું ઉરોજ ;
કિનારાનું ઉર પણ જોતા સરી જાય સામે,
 જાય અણુદીઠું ત્યા સમુદ્રમાં સમાઈ :
પ્રિયા, એવો આત્મા તારો આવે મારા ભણી ત્યારે
 જાય મારૂ હૈયું બધું તારામા ભરાઈ.

૧૯૪

પ્રિયા, તારી પગલીએ અંધારાં દબાય નીચે,
પાતાળે છુપાય એનું કાજળ શું પૂર;
જોતાં તને કમળ શા ઉઘડે આ હોઠ મારા,
ઉર મારૂં ભરે તારૂં નવનિધ નૂર;
ઝાકળનાં બિંદુ જેમ પ્રભાતે કમળપત્રે
પડીને ગબડતાં ત્યાં ભળી થાય એક,
આશા મારી, પ્રેમ મારો, શોક કે આનંદ મારો,
તેમ તને દેખી ભળી જાય એકમેક.

૧૯૫

શાને શરમાવું મારે ચ્હાતાં તને, પ્રિયા મારી!
પ્રીતિ ને ઔદાર્યનાં હું ઝીલું તારાં ભર્ગ;
શું થયું જો મારૂં ઉર પામે ન સૌભાગ્ય તારૂં!
એક તારૂં હાસ્ય મારા રગે ભરે સ્વર્ગ;
ભલે ખારો સિંધુ ધારે ચંદાને પોતાને અંક,
કુમુદ આ રંક તોય ચાહી માગે હેમ;
અરે એના આનંદમાં એટલું દો રૂહેવા એને,
કચ્યું ખીચે તોય ઊગે દ્વારે એનો પ્રેમ.

૧૯૬

પ્રિયા અને મારી વચ્ચે તારા જેવું છેટું દીસે,
એની પદરજ શે હું ચાઠી શકું કેમ ?
ભરાતો છુપાતો એની પડે પૂડે જાઉં હું તો,
પક્ષીમાં ભરાઈ વાટે ગાઉં મારો પ્રેમ;
ભીડું એને કુંજ કેરી લીલી કરવલ્લીઓથી,
ચુંબું મુખ–અમી એનું કુસુમોને હોઠ;
પવનની સાથે એની સાડીમા ભરાઈ ખેલું,
ચંદ્ર પૂઠે બનું જાણે ભરતી ને ઓટ.

૧૯૭

પ્રેમ શુદ્ધ મારો કદી પ્રતિફળ માગે નહીં,
ધૂળની આ રજને એ ઊંચકે છે વ્યોમ;
બને છે અમીર અતિ નમ્ર ને ફકીર જેવો,
પામે છે ફકીર અમીરાઈ રોમરોમ.
ધૂળની આ રજ તે તો ચમકી રહે સૂર્ય જેવી,
પ્રિયાપદે જીવન યે દેવું નથી ખોટ:
આપનાર આપે તેને કોણ રે ઉથાપી શકે?
પ્રેમને ન પડે કદી સાધનની ખોટ.

૧૯૮

લેવાવાળો નહીં પણ સદાનો એ દેવાવાળો,
    ચંદ્ર જેવો નહીં પણ સૂર્ય શો પ્રકાશ;
કહેવાવાળો નહીં પણ સદા સાચો રહેવાવાળો,
    સત્ય નહીં શબ્દે પણ સત્ય શ્વાસે શ્વાસ;
રહેવાવાળો જાતે, કોની સેવા નહીં લેવાવાળો,
    ચાહ કે ન ચાહ તેને ચાહી જાણે એમ:
"ભલે તું ન મારી પણ સદાનો હું તારો, પ્રિયા!"—
    એજ ખરો પ્રેમી અને એજ ખરો પ્રેમ.

૧૯૯.

દીનતા કે હીનતા હું પ્રેમમા ન દેખું કશી,
    પ્રેમ જ્યારે પોતેજ છે દીનમાં યે દીન;
ક્ષુદ્રમાં યે ક્ષુદ્ર એવા પ્રાણી કેરો પ્રેમ પણ
    પ્રભુપદે સ્વીકારાશે એવું છે યકીન;
અરે પ્રિયા, લોક મને જેવો તેવો જોવ, પણ
    જેવાં તેવાં મારાં એ સ્વરૂપ આરપાર
પ્રેમ મારો અંગે અંગ ફૂટી ચમકારા મારે,
    પૂરે તારી આંખે મારો રૂડો કે ચીતાર.

૨૦૦

પ્રેમ અને સ્વર્ગ નહીં મળે ભૂમિકંપ જેવાં ;
પ્રેમી કે ઓ ભક્ત ! એવી કરશો માં ભૂલ !
લાગતી અભેદ જેવી કાંટા કેરી ઝાડી મધ્યે
ઝૂલી રહે સુંદર, એ ફૂલડાં એમૂલ ;
હૃદય કપાય, ઊંડાં રુધિર છંટાય કાંટે,
ફૂલ સુધી હાથ નહીં પૂગે પૂરો તોય ;
જીવનરુદન કેરી ડાળીએ ઝૂલાતાં બંને—
શીશ કાપી ધસી એને પામે વીર કોય !

૨૦૧

ભલે મારૂં જીવન આ રોજ કચડાતું લાગે,
શિરાએ શિરાએ પડે હથોડા ધૂમાઈ;
અનંત કો સર્પ જેવી ગોળ ગોળ વળ ખાતી
વેદના આ મારે અંગે રોજ રહે વીંટાઈ;
અરે એવા ત્રાસથી હું પામું નહીં ત્રાસ કદી,
પ્રાણ મારો સામે મુખે ઊભો રહે અજીત :
પ્રેમ અને સ્વર્ગ નથી કાયરોનાં સ્વપ્ન માટે—
મરૂં કે હું જીતું, એ તો વીરની છે રીત.

૨૦૨

પ્રેમની આ પૂજા માંડી ત્યાં છે દેવું બધું છાંડી :
    સગાંવ્હાલાં, મિત્રો, બધાં કીધાં મેં તો દૂર;
સ્નેહનો હું સંત થવા રાગનો વૈરાગી થયો,
    નથી અહીં કાયર કો જીવની જરૂર;
જીવંત ને જન્મ સર્વ અર્પણ છે કીધું એને,
    કરે નહીં જેવું કોઈ કર્ણ કે કુબેર :
અર્ધ-દેવ ઊઠી જ્યારે જશે મારી ઓસરીથી,
    સાચા દેવ આવી ઊભા રહેશે મારે ઘેર !

૨૦૩

પ્રેમ મારે પ્રાણતખ્તે જ્યારથી છે આવી બેઠો,
    ત્યારથી આ દેહરાજ્યે ચાલે છે અંધેર;
બારે માસ ગ્રીષ્મ રહી ઊના ઊના શ્વાસ ફૂંકે,
    મન બાંધ્યા મ્હેલ પડી બને છે ખંડેર;
આંખે રેલ રેલ ચાલે તોય ત્યાં અંગાર ઝરે,
    ઊંઘ ભૂખ દંડી સર્વ લૂંટી લીધું ઘેર;
સર્વની તો દસ, પણ મારે તો અગ્યાર દિશા,
    દસે એ સમાય પ્રિયા દિશામાંય એક !

૨૦૪

જેમ ફરે પૃથ્વી તેની સામે રહે પૂર્વદિશા,
પશ્ચિમે તો એની પૂઠે જવું છે સદાય,
જ્યાં જ્યાં ફરે પ્રિયા ત્યાં ત્યાં સ્વર્ગ સદા સામે રહે,
જગતે તો પૂઠે પૂઠે જવું આ જણાય;
પૂઠે પૂઠે જવું આ જણાય શું અનંત પંથે,
પૂઠે સદા જોવો શું એ છાયામાં અંધાર?
પ્રિયા ફરે ત્યાંજ શું એ સ્વર્ગની છે દિશા સામે,
સ્વર્ગેજ શું ફૂટે એનાં તેજના અંબાર?

૨૦૫

પ્રિયાની સમીપમાં હું બેઠો જ્યારે હોઉં ત્યારે
મન કેરી દોરીએ સમાય મનમાંય;
મન બને કેંદ્ર ત્યાં એ પ્રિયાને બનાવે ત્રિજ્યા,
કે એ મન પ્રિયાકેંદ્રે પરિઘ તણાય;
પરિઘ તણાય ને ત્યાં જાદુચક્ર થાય ઊંડું,
ગમે ત્યાં રહે કેંદ્ર પણ પરિઘ છે એજ!
શીખ્યો નથી ભૂમિતિ આ મારી એવી પ્રેમ કેરી,
પ્રેમ મારો ગુરુ એવું શીખવી દે સ્હેજ.

૨૦૬

પ્રિયા, ગૂંચવાયો તારા સૌંદર્યની જાળીમાં હું,
　　ત્યારથી જ્યાં જોઉં ત્યાં હું પામું તારી યાદ:
જોઈ નહીં શકું શુક્તારિકાને સાંઝે, પણ
　　આંખો તારી સામે આવી ઊભી રહે આબાદ;
કુસુમની કળી કોઈ સુંદર ના જોઈ શકું,
　　પણ તારા હોઠ ત્યાં છે કળી શા બીડેલ,
અને મારા કાન ત્યાં તો બની જાય સરવા, ને
　　સુણે જાણે વ્હેતી ત્યાંથી પ્રેમરસરેલ!

૨૦૭

ઘમઘમ થયું છે ગગન ઘનઘોર આજે,
　　ચમચમ ચપળાનો ચાલે ત્યાં ગંચાર:
પડી જાય પવન ને ઉતરે આકાશ આખું,
　　ધમધમ પડે મેઘ મૂશળને ધાર;
પાદડાંએ નાચતો ને છાપરાંએ કૂદતો આ
　　ઠમઠમ ઠમકતો આવે ઈંદ્રદેવ:
નેવે નેવે ટિંગાતો એ જોય ક્યાં છે પ્રિયા મારી,
　　પ્રિયા તો ટિંગાય મારાં નયનાને નેવ!

## ૨૦૮

ચંદ્ર વિષે નથી ખરી કંઈ કેરી ઉષ્મા કાંઈ,
    રજનીને નથી દિવ્ય સુરખી કપોલ;
તારલાની આંખમાં તો નથી ઊંડાં દર્પણ કો,
    લહરીની ચાલે નથી મરોડ અમોલ;
વસંતમાં નથી નવમેઘનાં તોફાન મીઠાં,
    કલાપીમાં નથી ન્યારી કળા દિલચોર:
ક્યાંહીં દેખું, ક્યાંહીં શોધું: ઘૂમી ઘૂમી ફરૂં પાછો:
    આંખમાં છે પ્રિયા ત્યા તો લાગે સૌ કઠોર.

## ૨૦૯

બ્રહ્મા પાસે જાઉં—એ તો રોજ ઘડે રોજ રડે,
    શિવ પાસે જાઉં—એને ગળે બાંધ્યા નાગ;
વિષ્ણુ પાસે જાઉં—એને ગરુડ ઊડાડી જતો,
    પૃથ્વી પાસે જાઉં—એને ઉદરે છે આગ;
શેષ પાસે જાઉં—એ તો ભાર વ્હેતો કંપી ઊઠે,
    ઇંદ્ર પાસે જાઉં—એનો ડરાવે ગજેંદ્ર:
સર્વ એના દેવો મારી પીડાને પિછાને કરી,—
    પ્રિયા પાસે જાઉં, ત્યાંજ સર્વનું છે કેંદ્ર.

२१०

સૂર્યને હું પૂજું ત્યાં એ તાપનો પ્રતાપ રાખે,
અગ્નિને હું પૂજું ત્યાં એ ભરે ઉંડી ઝાળ;
ચંદ્રને હું પૂજું ત્યાં એ પક્ષે પક્ષે કુંભ ઢોળે,
સિંધુને હું પૂજું ત્યાં એ ઘોરે સદાકાળ;
મેઘને હું પૂજું ત્યાં એ ઘડી બાળે ઘડી બોળે,
વાયુને હું પૂજું ત્યાં એ ફૂંકે વિકરાળ;—
બધા દેવો છોડી હું તો પ્રિયાનેજ પૂજું ભાવે:
દેવ સર્વ મળે ત્યાં—ન દેવની જંજાળ!

२११

સુખ સુખ કરી જગે માનવી અસુખે રડે,
સુખ કેરી શોધમાં એ ભમતો સદાય;
સુખ નથી ભાવિમાં કે સુખ નથી વર્તમાને,
સુખ તો છે ભૂતવસ્તુ કેરી માત્ર છાપ:
સુખ ખોઈ ગયા કો તો આપશે યે માગીએ તે,
પણ તેજ હૈયું નથી આપશી રે પાસ:
અરે પ્રિયા ! ભૂત, વર્તમાન અને ભાવિ, બધું
હૈયે તારે છે ત્યાં છિપે મારી સુખ-પ્યાસ.

૨૧૨

પ્રિયા, તારા હૈયામાં કો ઊંડું ઊંડું જોઈ શકે,
    તો તે પામી શકે મારા ગાનનું આ ગુહ્ય:
ગરીબ બિચારી કાવ્યદેવીને તો સ્વર્ગમાંથી
    મોહી લાવી તારે હૈયે લોલી રહી તુંય;
લોલી રહી તું આ તારા હૃદયના ઝૂલણામાં,
    ત્યાં એ સતી તારાં ગીતથેને બહુ કાળ:
ગરીબ બિચારી કાવ્યદેવીની હું વ્હારે ધાયો,
    ત્યાં તો આ ફસાયો, પ્રિયા, હુંય એજ જાળ!

૨૧૩

લાખોલાખ તારાઓને હૈયામાં બતાવે, તોય
    દિશાઓમાં હજી કૈંક છુપાવે ખગોળ;
સુંદર આ સંધ્યાના અનેકરંગી હૈયામાં યે
    એવું કૈંક છે ત્યાં જે એ રાખે છે અબોલ;
પ્રિયા, તારા હૈયામાં છે પડદા અનેક એવા,
    અને તારા રંગોનો યે નથી કૈં સુમાર:
રહે છે છુપાઈ તેજ જગતને બાંધી રાખે,
    હું યે છું બંધાયો તારે છુપે સ્વર્ગતાર!

૨૯૪

પ્રિયા, તારા આત્મા કેરી પ્રભાને રેલાવ બધે,
ઊંડા તારા સૌંદર્યને વેર ઠામ ઠામ;
આંસુડાં ને હાસ્ય તારા બીજાઓને ઝીલવા દે,
તણાવા દે ભૂકે તારી ચાલમાં તમામ;
રાચવા દે સૌને ઘડી તારા રંગરાગે રૂડા,
દાખ તારાં કળાપૂર્ણ નખરાં ને નાજ;
ભલે તારાં પૂતળાં એ વેરી દે ઉદારતાથી—
એક તારા હૃદયને રાખ મારે કાજ!

૨૯૫

પ્રિયા, તારી આંખોએ આ અગ્નિને પ્રજાળ્યો હૈયે,
આત્મા પર ઉઘડયાં છે હાસ્ય કેરાં હાર;
ઊડી તારી સુંદરતા પીવતી હું જોઉં ત્યાંથી,
દેખું તારું ખોળે અણદીઠા શણગાર;
ગુલાબના ઉરમા ભરાઈ મધમાખ જેમ
ગણગણ કરતી ત્યાં પામે છે વિરામ,
તેમ તારા હૈયામાં ભરાઇને, ઓ પ્રિયા મારી,
ભૂલી જાઉં દુનિયાનાં દુઃખ હું તમામ.

૨૧૬

એક દિન મીઠી સંધ્યાસુંદરીની સાથે સાથે
    પ્રિયા મારી આવી ચાલી ગઈ પાછી ઘેર;
ચાલ્યો જતો ત્યાં હું અણવિચાર્યાં વિચારમાં કે,—
    પ્રિયા કેરી છાયામાં કે સંધ્યામાં એ પેર;
તનમાં કે મનમાં કે જીવનના વનમાં યે
    અદૃષ્ટ એ પ્રિયા હું તો જોતો સર્વ ઠામ;
જાણે મારા શરીરનો એજ હોય આત્મા ખરો,
    અને મારા આત્મા કેરૂં એજ સ્વર્ગધામ.

૨૧૭

પ્રભાતે તે દિન, પ્રિયા, વાડમાંથી ફૂલ વીણી
    એકેલી એકેલી તું તો જતી હતી સાંય,
ઘડી ઘડી પાછળ તું વળી વળી જોતી હતી,
    જોઈ શું ન પૂઠે તારી લાંબી લાંબી છાંય?
લાંબી લાંબી છાય તારી પૂઠે ઘસડાતી જતી,
    સામે સૂર્ય શું કે તેમાં પામી તું ન ઝાંખ?
પ્રિયા, મારો આત્માજ એ પૂઠે ઘસડાતો તારી,
    સામે હતો સૂર્ય તેની પૂછી લે તું સાખ!

२१८

પ્રિયા મારી દૃષ્ટિથકી જાય જ્યારે દૂર ત્યારે
ધ્યાનમગ્ન જોઈ રહું સોનેરી તે વાટ;
ચંદા થાય અસ્ત પણ ઘડી તેનું બિંબ રહે,
તેમ મારી આંખ વિષે રમે તેનો ઘાટ;
આંખમાં ન દૃષ્ટિ વસે, મન જોય એકીટશે,
પગથી તે શિર સુધી વીંટી લે અંધાર;
તંબુરાનો તાર જેમ ખેંચતાં તડંગ તૂટે,
તેમ પછડાઈ મારો તૂટે દૃષ્ટિતાર.

२१९

શાંતિરૂપ રજનીમાં તારલાઓ સરે ત્યારે
સરૂં હું યે સ્વપ્ન કેરી જૂની-નવી ભોમ,
મારા આત્મા સાથે એનો આત્મા કૈં મેળ રાખે,
મળી બંને વિહરે ત્યાં નવનવા વ્યોમ;
નવનવાં વ્યોમ એવા ઉઘડે સહસ્ર તેમાં,
યૌવન ને આનંદના ચાલે ચિર ઓત;
દેહની દિવાલો કેમ રોકી શકે આત્માઓના
મધુગ ને સાચા એવા સ્વપ્નના સંજોગ?

२२०

પાપી આ દેખાતી બધી દુનિયા લ્હેરાતી તેમાં,
પ્રિયા, એક પ્રેમ તારો ફેલાવે છે પુણ્ય;
પડે તારી પગલીઓ ત્યાં તું તારું સ્વર્ગ સ્થાપે,
ફળે તેના શ્વાસે અરે વાંઝીઉં યે શૂન્ય;
પડે તારી પગલીઓ પૂંઠે પૂંઠે કર્ણ ધાતી,
રહે બધા ઉરમાના દૈત્યો ડર ખાઈ:
રખે પ્રિયા પ્રેમ કેરા ઢોકાયા જો ડેરા ઉરે,
તો તે રહેવા દેશે નહીં પાસે બીજું કાંઈ!

२२१

શરદની પૂર્ણિમાનું સૌંદર્ય અલૌકિક જ્યાં
આવે છે વિલોકવાને તારલીની હાર,
ભૂરી ભૂરી એની વ્યોમચોળી તે લજાતી છોડી
અમી છલકાતું હૈયું શોભાવે અપાર;
પ્રિયા, ભલે હૈયું તારું ઢાંક આ લાવણ્યે તારાં —
અર્ધ ઢાક્યા સૌંદર્યની શોભા છે અમોલ;
પૂર્ણિમાનું સૌંદર્ય એ તારલીઓ ગાય ભલે,
પણ એને હું જેવો કો ન્હાનારો છે, બોલ?

૨૨૨

પ્રિયા બને સૂર્ય તો હું આકાશ બની તે ધારૂં,
પ્રિયા થાય વીજળી તો વાદળ હું થાઉં;
પ્રિયા બને કોકિલ તો આંબો બનું મ્હોરલચ્યો,
પ્રિયા થાય મોરલી તો કૃષ્ણ બની વાઉં;
પ્રિયા બને ધરણી તો સાગર બનીને મ્હાલું,
ચુંબું ફીણ-ફૂલે એને આલિંગી હમેશ:
લાખો વર્ષ કેરો મારો પ્રેમ કેમ છોડે એને,
કેમ છોડી દઉં મારી પૃથ્વીને હું શેષ?

૨૨૩

પ્રિયા કેરૂં સ્વર્ગ તે તો પ્રીતમનું સ્વપ્ન મોંઘું,
એ તો ઊંડી પ્રીતમની ભાવના અમૂલ્ય;
પામવા એ સ્વર્ગ તપ ઉગ્ર રહું આદરી હું,
મળું એની કૃપાથકી સેવાએ અતુલ્ય;
પ્રિયા કેરૂં હાસ્ય મીઠું પામું ત્યારે પ્રથમ એ
સ્વર્ગતણી બારી જાણે ઉઘડે તે દ્વાર;
પ્રિયા દે જો ચુંબન તો રૈશના પ્રકાશ આવે,
જાણે હવે ઉઘડ્યાં છે સ્વર્ગતણાં દ્વાર!

## ૨૨૪

ચંદા આવે કદી કદી ઊંચી નભમેડીએ તો
ગોરીઘેરી વાદળાની સીડી ચઢી જેમ,
પ્રિયા નિજ સખી કેરી સામે રહી મેડી પર
નીરવ પદે ત્યાં ચઢી જતી જોઉં એમ :
પ્રિયાનો છે નભચુંબી મનનો મિનાર ઊંચો,
તેને ધરાધૂળથી હું પૂગી શકું કેમ ?
પ્રિયા, તારા વિચારની સીડી કો ઉતાર છુપી,
કે ત્યાં ચઢી આવી તારો પામું મનપ્રેમ.

## ૨૨૫

કાંતિ જેની જોઈ ચંદા બળી જળી વ્યોમે ઘૂમે,
રૂપ ધારે નવાં પણ પામે નહીં આપ;
સૌમ્ય જેની દેહ જોઈ કમળ તળાવે દુઃખી
એક પગે તપ કરે, ફળે નહીં જાપ;
સૂર જેનો દિવ્ય સુણી કોયલ છે કાળી બની,
પામી નહીં સૂર, ખોઈ બેઠી દેહનૂર;
એવી પ્રિયા જેવા કેમ થવાને હું માગું કદી —
માત્ર થાઉં એનો ત્યાં એ બને શાને ક્રૂર ?

૨૨૬

પ્રિયા, હવે મુજથી શું દૂર થવા ચાહ્ય છે તું?
બને નહીં કદી એવી વાત કોઈ કાળ;
તું જો મને છોડાવે તો પૂંઠે પૂંઠે જવું મારે,
રાત દિન ફેરી જેવી ફરે ઘટમાળ;
જીવનનો યુગ મારો ચાલ્યો જાય એવો, તોય
આંસુડાં ને હાસ્યનો એ અટકે ન રાસ:
આશ એક મારી, નીચે તૂટી પડે હારી, ત્યાં તો
કૂદી આવી ઊભી રહે સામે નવી આશ!

૨૨૭

પ્રિયા, જો આ ધરણીને સદાની હું છોડી જાઉં,
અને વર્ષો પછી તું યે સ્વર્ગમાં જો જાય,
શોધતી ના મને ત્યાં કો જટાધારી જોગીઓમાં,
દાઢીવાળા ઓલમા કે પંડિતોમાં ક્યાંય;
શોધતી ના મને વૃદ્ધ વડીલો કે ડાહ્યાઓમાં, —
શોધજે જ્યાં આશાકુંજ હસી રૂડે અનંત:
હું તો કવિ તારો ચિરયૌવનનો પ્રેમયોગી,
શોધી લેજે મને આવી સ્વર્ગની વસંત!

૨૨૮

સ્વર્ગની વસંતે, પ્રિયા, નિત્યપ્રેમી મ્હાલું એવા;
    પૃથ્વીમાં કે સ્વર્ગમાં હું ભૂલું કળા કેમ?
શબ્દોમાંથી ગુંથું જેમ કવિનાની મૂર્તિ મારી,
    ગુંથું સ્વર્ગપુષ્પોમાંથી મૂર્તિ તારી તેમ;
સ્વર્ગની વસંત, પ્રિયા, હસે સદા હૈયે તારે,
    ચાહું નિત્યપ્રેમી હું ત્યાં રૂહેવા સદાકાળ:
સ્વર્ગની વસંતમાં તો માણીશ હું હૈયું તારૂં,
    આજે તો દે જોવા હૈયે સ્વર્ગનો તે ફાલ!

૨૨૯

પ્રિયા, જો વિરાટ વિશ્વે તારાની કો ઝાડીમાં તું
    જઈને ભરાય સુરજથી દૂર દૂર,
તો હું ધૂમકેતુ જેવો સૂર્યમાળા ભેદી દોડું,
    શોધી કાઢું તને કૈંકી મારૂં ખોજન્નૂર;
સ્વર્ગના કો દૂત જો લે આકાશે ઉપાડી મને,
    અને પ્રિયા, આંસુ તારાં વ્યોમમાં વેરાય,
તો હું ત્યાંથી આસમાની પટે પાડી છેદ નાનો
    જોઈ રહું તારા જેવો તુજને સદાય.

૨૩૦

નવીન વિચારને ઝુલાવતો કો કવિ જેમ
    કળામાં વીંટાતો તેને દેવા અવતાર,
કલ્પનાનાં વાદળોમાં ઊડતો તે ઘૂમી વળી
    વીજળી શી કવિતાને શોધી લાવે બહાર;
પ્રિયા, મારા પ્રેમને હું એમજ ઝુલાવતો આ
    આશામાં વીંટાતો તારાં ગાતો ગુણગાન,
નવનવા તરંગોના રંગોને ઊડાવી જગે
    મોંઘા તારા સૌંદર્યની કરાવું પિછાન.

૨૩૧

જે જે દુનિયાઓ હજી હસ્તીમાં ન આવી વિશ્વે
    અણખીલી કળીઓ શી માર્ગે લેહેરાય,
તે તે નભગંગા શા આ જ્યોતિપાટે જન્મી ઝૂમે,
    નવનવી ખીલી ઘૂમી રહે ફુવરાય:
પ્રિયા, છે આ વિશ્વ જેવું હૃદય વિશાળ મારું,
    તેમાં સદા ઝગી રહે તારો જ્યોતિપાટ;
નવનવી કલ્પના ને ઊર્મિઓની સૃષ્ટિઓ ત્યાં
    રોજની રચાય ને ઝુલાય મારે માટ!

૨૩૨

કેમ કરું ખંડિત હું તારી આ સ્વતંત્રતાને?
શાને તને મારીજ હું કરવાને ચાહું?
સૂર્ય જેવો અડી તારા રંગ ના ઊડાવું કદી;
તને, મારી ઉષા! દેખી દૂરથી રીઝાઉં;
દૂર દૂર વૃક્ષે બેસી બોલે નર માદા પક્ષી,
કંઠે કંઠે વસંતના પીએ રંગ સૂર;
પ્રિયા, તારી પાસે પણ દૂરથી છે ગાવું એવું,
જેથી મારાં ગીતે આવે નવું નવું પૂર!

૨૩૩

સાક્ષર કે પંડિત કે કવિ મહાકવિ કહો,
કીર્તિ માટે મેં ન કદી રાખી દરકાર;
કીર્તિ મને મળી તો તે મેળવી મેં પ્રિયા માટે,
એક એનું હાસ્ય મને મૂકે સ્વર્ગદ્વાર;
પૂજારીના ગજરા તો દેવતેજ ગળે ચઢે,
તેમ મારી કીર્તિ બધી પ્રિયાને છે ભોગ્ય:
મારે માટે સુણી એવું પ્રિયા શું ન ધારશે, કે
નથી હું કૈં એને સ્હાવા તદન અયોગ્ય?



# કલિકા

પાંદડી પાંચમી :

## બંધન

( મુક્તાધારા છંદ )

૨૭૪

જરા તારે હૈયે મને જગ્યા દેશે, પ્રિયા મારી?
    માગતો હું નથી રે ત્યા મોટું કાઈ સ્થાન;
તસુભર જગ્યામાં હું કરી રહું સ્વર્ગ મારૂં—
    વાડી ભલી ગજની કે ગાઉનું વેરાન?
ભલે તારા સ્વર્ગને તું મારાથી જો દૂર રાખે,
    પણ હું ન ચાહું એક બિંદુથી વિશેષ:
જવા ના દે ભલે, પણ બક્ષ મને માગું તે ત્યા,
    એક મારી આખ કેરી કીકીનો પ્રવેશ!

૨૩૫

રજનીના સૌંદર્યને પોતાનું સર્વસ્વ અર્પી
સૂર્ય આ બિચારો પૂઠે રખડે અપાર;
રજનીને ખોળે નિજ શીશ મૂકી પ્રેમ માગે,
રજની ત્યાં ખોલે નિજ હૃદયના દ્વાર;—
લાખો સૂર્ય બીજા ત્યાં તો બંધને પડેલા દીસે,
પલકના સોનેરી ત્યાં પાડે આંસુધાર;
પ્રિયા, તારે હૈયે એવા સેંકડો તેં બાંધ્યા, ભલે
બાંધ મને—પણ તારા લૈયા કેરો હાર!

૨૩૬

પ્રિયા, તારાં ગીત રોજ જોડી જોડી ગાઉં હું તો,
ગમે તે હું ગાઉં તેમાં આવે તારી છાંય;
શબ્દ અને સૂર મારા પૂઠે પૂઠે જાય તારી,
એ તો તારી વાણી કેરા પડઘા સુણાય;
ગાઉં તારી પ્રદક્ષિણા કરતો હું ચંદ્ર જેવો,
તું ન મને સ્મરે તોય જપુ તારા મંત્ર:
હું તો આ સદાનો કાચે તાંતણે બંધાયો તને,
પ્રિયા, તું છે નિર્બંધ ને સદાની સ્વતંત્ર.

૨૩૭

પ્રિયામોહરાજ્યે કેમ કેદ બની આજે પડ્યો,
 વિતકની વાત તે હું કરૂં શી આ ઠાર :
નેણે લૈ કટારી વાંકી, પાંપણોનાં તીર તાકી,
 ભમ્મરોની બેવડી ઉગામી તરવાર;
નાસિકાએ દિમુખી ત્યાં બંદુકે નિશાન રાખ્યું,
 મુખે એક બોલે નાખ્યો ફાંસો આસપાસ;
ડરાવી ધરાવી એવા જુલમ કરાવી એણે
 હૃદય બંધાવી પૂર્યો પિંજરે આ દાસ !

૨૩૮

મદારી વગાડે જ્યારે બંસી એની જાદુભરી,
 તેના મોહસૂર એવા ઊઠી રહે આબાદ,
દર દરથી અનેક નાગ એની પાસે દોડી
 સુણી રહે મુગ્ધ બની બંસી કેરો નાદ;
ચોખુંટ આ વિશ્વમાથી કલ્પના દોરાઈ આવે,
 એવી મારી વાણીનાં યે જાદુ છે અથાગ;
પણ પ્રિયા, જાદુ તારા ડોલાવે સૌ સ્વર્ગ મારાં—
 તું છે મારો મદારી ને હું તો તારો નાગ.

૨૩૯

નિર્મળી કો રાતે ઘેરા સિંધુના મેદાનમાંહીં
ચંદા આની ખેલે એના ગાતી કોટિ કોડ,
રૂપેરી દડાઓ સાથે ખેલી એનાં દૂધ જેવાં
ધોળાં મોજાં-ઘેટાં કરી મૂકે દોડાદોડ;
ચંદા બાંધે સર્વને ત્યાં એની સ્વર્ણસાંકળીએ,
તોય ખસી ખસી કૈંક છૂટી છૂટી જાય:
પ્રિયા, એક મૃગ તારી સાંકળે બંધાયો એવો,
બોલ, તેને છૂટવાનો કોઈ છે ઉપાય?

૨૪૦

જા રે પ્રિયા, હવે કદી હું તો નહીં ચાહું તને:
સ્મરણપટેથી તારૂં ભુંસી નાખું નામ;
એકદા આ હૈયે તને પૂજી હતી મૂર્ત્તિ જેવી,
જેની પૈંતે વસ્યાં મારાં પૃથ્વી સ્વર્ગધામ;—
પ્રભાત પ્રકાશશે, ને સાંઝ મીઠું હાસશે, ને
રજનીની અંગુલિઓ વેરી દેશે હેમ;
હો એ સર્વાં: નિશ્ચય આ મારો જાણે જોર એનું:
જા રે, નહીં ચાહું.—હૈયા! શું હું બોલ્યો એમ?

२४१

સૂર્યદેવ સુવર્ણને તપાવી તપાવી અંતે
    સમુદ્રમાં બોળે નિજ લાલ લાલ થાળ;
ધીમે ધીમે તિમિરની કુંજને ઉજાળતો ત્યાં
    ચંદ્ર ચઢે ચારૂ પૂર્વ પર્વતોની પાળ;
તિમિરને પાટે પાડે ચંદ્ર આ ચીતાર શ્વેત,
    પીપળ ત્યાં ચિત્ર પાડે ચંદ્રિકાને પાટ:
જીવન ને મૃત્યુ એવાં અન્યોન્ય રંગાઈ રહે;
    પ્રિયા, એવી આપણા યે આત્માની વણાટ.

२४२

પ્રેમ જે હું જાણું તે હું જાણું એમ કેમ કહું:
    એક આંખે હાસ્ય, બીજી આંખે આંસુપીત;
એક હાથે જ્યોતિ, બીજે હાથ છે અંધાર ઊંડો,
    અગ્નિ જેવો દાઝે પણ હિમ જેવો શીત;
જીવનનો શ્વાસ એજ, સ્વપ્ન એજ, મૃત્યુ એજ;
    શીશ એનું સ્વર્ગમાં તો પાય છે પાતાળ;
પ્રેમને પિછાનું તોય પ્રેમને પિછાનું નહીં:
    તારી એ કટારી, પ્રિયા, મારી તો એ ઢાલ.

૨૪૩

ગ્રેમની સ્વીકારી મેં આ સેવા, ત્યારથકી એણે
મુજને છે દીધા કૈંક સાથીઓ વિચિત્ર;
આંસુડાં છે બન્યા મારી આખના રતન જેવાં,
થયો છે નિઃશ્વાસ જાણે ધાડો મારો મિત્ર;
આશા ને નિરાશા મારી બેનો બની ખીજવે છે,
ઉદાસી તો દાસી બની ચાપે મારૂં શીર;
શોધું રાતે શાન્તિ તો ત્યાં સ્વપ્ના યે સતાવે જૂઠાં:
અરે પ્રેમ, આ શી તારી જાલમ જંજીર!

૨૪૪

આખથકી આખ મળી ત્યારથી તે આંખ ઝંખે,
રોકયું ન રોકાય એવું આંખ કેરૂં વ્હેણ;
આખનો સંદેશ મૂગી આખમાં પ્રવેશ પામે,
કહ્યું ન કહેવાય એવું અનિર્વાચ્ય કહેણ;
શિકારી શિકાર હરી જાય દેહ પ્રાણ હરી,
તેમ હરી જાય દેહ પ્રાણ એમ પ્રેમ;
મેના કેરા પિંજરની પાસે એ માજાર ઊભો,
તાવતો સતાવતો જગાવતો એ એમ.

૨૪૫

પ્રિયા, તારાં ભવાંની કટારી શાને મારે ખાલી?
કાળજું તો ક્યારનું યે ગયું છે કપાઈ;
વીજળીની અસિઓ ઉઠાળીને શું કરે આંખે?
જીવનના તાર તૂટી પડ્યા છે ઝીંકાઈ;
અગ્નિને પ્રજાળી તારે હોઠે શું ડરાવે હવે?
જળીને આ હાડ પામ્યાં અગ્નિનો અભેદ;
હજી તારે ભાથે મને મારવા શું બાણ ભરે?
અરે પ્રિયા, ગણી લે આ છાતીમાંના છેદ!

૨૪૬

સારો દિન દિશાઓની લટકતી દોરી ઝાલી
ક્ષિતિજમાં વાદળનાં જૂથ રૂહે છુપાઈ,
વ્યોમ અણઠાર્યું નિજ પ્રકાશે પ્રફુલ્લ ઘૂમે,
જાણે નહીં મેઘની આ છુપી ચતુરાઈ;
પ્રિયા આસપાસ દીધી પ્રીતિને જમાવી મેં તો,
કેમ અન્ય દૃષ્ટિથી એ ઢાંકું ઊર્મિવેલ?
પ્રીતિ કરવી, રે પ્રિયા, હોય બહુ સ્હેલ, પણ
પ્રીતિને છુપાવવી છે બડી મુશકેલ!

૨૪૭

વાયુને તરંગ જેમ પાંદડું તો કંપી રહે,
તેમ મારૂં મન કંપી રહે નાખી શ્વાસ ;
પ્રિયાએ તો ગ્રીષ્મ જેવી તપી તપી મારે ઉરે
પાપણોમાં ભર્યો જાણે ભાદરવો માસ ;
મૌન ધારી અંતરમાં છબી એની ઘડી રહું,
પણ મારી કલ્પનાની તૂટી પડે પાંખ :
જોગીઆ ધવાઇને વિજોગીઆ તવાઈ રહે,
કીકીમાં ભરાય જે તે છાય આખી આંખ.

૨૪૮

પ્રેમરાયતણી દરબાર છે વિચિત્ર જગે,
ભરવા સલામી ત્યાં તો જાય સર્વ લોક :
દ્વારે છે દુરંગી બહુરંગી દરવાન ઊભો,
સધ જવા પામે માંડીં ભાગ્યશાળી કોટ ;
કોઈ જાય વ્હેલું, કોઈ મોડું, કોઈ ફરે પાછું,
કોઈ થાય ઘેલું એની જોતાં જોતાં વાટ ;
હશે દરવાન આ દિવાનો કે દેવાન એવો,
કે આ પ્રેમરાયનું છે ઊંધું રાજપાટ !

## ૨૪૯

પ્રભાકર ઉગે તેને કુમુદની કરે કશું ?
    કુમુદની ખીલે તેનું ભૃંગને શું કામ ?
ઉતરે વસંત તેમાં ચાતકને ચંન કશું ?
    પડે મેઘધારા તેનું કીર ક્યાં લે નામ ?
ભર્યો છે સમુદ્ર તેને દેખી શું પતંગ કરે ?
    જળે દીપજ્યોત તેની મચ્છને શી ચોટ ?
સ્નેહની દિગંત પાસે જતાં તે અનંત વાધે :
    માગે તે ન મળે એજ જીવનની ખોટ.

## ૨૫૦

આકાશને ખૂણે ખૂણે રહ્યા છે જે પ્રાણ, તેના
    ઝીલી શકું ઉરે મારે મોંઘેરા સંદેશ;
ક્રોડો ગાઉ દૂર રહ્યા અદૃશ્ય જે તારા, તેની
    જ્યોતિ પણ જાણું જે ન પૂગી પૃથ્વી લેશ;
પતંગ-પાંખાળા ક્ષુદ્ર, ગરુડ-પાંખાળા ઉગ્ર,
    વાયુનાં પરાક્રમો યે ભેદી શકું હૃદય;
શાંતિ ને અંધારનાં યે ઊંડાણો અગાધ માપું,
    પણ નહીં પામી શકું એક પ્રેમગુહ્ય.

## ૨૫૧

આનંદના સિંધુ પ્રિયાહૃદયે તો ભર્યા ઝૂલે,
  રહું એને કાંઠે ઊંડો તરસ્યો હું તોય;
પૂર્ણિમાના ચંદ્ર બબ્બે ઉગીને ત્યાં સુધા ઝરે,
  આખો પીએ તોય હૈયું તપી વધુ રોય;
સુરવન જેવી દેહવાટિકા છે ખીલી રહી,
  સારો દિન જોઉં પણ ભાગે નહીં ભૂખ:
પ્રિયા, તારા સ્વર્ગમાં છે રીબાઈ રીબાઈ રહેવું,
  એથી વધુ હશે કદી નરકનાં દુઃખ?

## ૨૫૨

નરકમાં પડ્યા સદા સંકટમાં સડ્યા રહે;
  પણ પ્રેમ! રહેતા અહિં તારે સ્વર્ગલોક,
પ્રેમીઓ જ્યાં આનંદ ને સુખના આવાસ સદા,
  ત્યાં તો શાને વમે આવાં દુઃખડાં ને શોક!
તાતી તરવાર જેવા તારા પડછાયા દોડે,
  રીબાવી રીબાવી અર્પે માગે સ્નેહી વર્ગ;
અરે પ્રેમ, માનવું ને એમજ પ્રમાણવું કે
  નથી બધો ગર્વ તું કે નથી બધું સ્વર્ગ!

## ૨૫૫

પ્રિયા, તારો પ્રેમ એવો પાકે ભલે મોડો તોય
જોઈશ હું વાટ એને પાકવાની પૂર;
શ્રાવણ ઝૂલાવી રહે રંગભર કેરી પાળી,
તે તો ખીલે ફાગણની મંજરીનાં નૂર;
આજે મારા આંબલાની ખીલતી આ મંજરીને
રક્ષું અને પોષું રેડી ઊંડી ઉરગંગ:
પાકશે એ ફળ ત્યારે એને મુખે ઝળી રહેશે
કેવા મારા હૃદયના રુધિરના રંગ!

## ૨૫૬

પ્રિયા કેરી દૃષ્ટિથકી દૂર જ્યારે થાઉં ત્યારે
સ્મરે કે ન સ્મરે મને તે ન જાણું કાંઈ;
જ્યાં જ્યાં જાઉં ત્યા ત્યા એનું મુખ મારી સાથે આવે,
જાણે બીજું જોવાની તો મને છે મનાઈ;
સૂર્યથી વિમુખ જતા પડે પડછાયો સામે,
ઘેરી રહે બધે એના આત્માનો ઉજાસ:
અરે પ્રિયા, રખે મારું હૈયું આ વડાઈ ઊડે,
તેથી રાખે પગેપગ તેની શું તપાસ!

૨૫૩

કેમ તને આપી શકું હું તો, મારા પ્રેમ, કહે ?
લંબાઈ ઉભય લોક તારી તેહેનાત ;
હાસ્ય અને ત્રાસ વચ્ચે ઈંદ્રધનુ જેવો દીપે,
સંધ્યામય પાંખો તારી ચુંબે દિન રાત ;
ધડકતા હૈયા સાથે તારી પાસે ઊભો રહું,
ધ્રૂજતો હું કહ્યું—પામું ફાંસી કિંવા તાજ ;
લટકે કરોળીઆનો તાર જેમ ધ્રૂજી ધ્રૂજી,
તેમ તારી હા ને નાની વચ્ચે ઝૂલું આજ!

૨૫૪

શ્રાવણીઆ આંબાતણી કેરી જેમ પાકે મોડી
વાટ જોવડાવી જોવડાવી બહુ માસ,
પ્રિયા, તારા હૃદયનો પ્રેમ હજી કાચો છે કે
આટલી યે વાટ જોતાં રાખે છે ઉદાસ ?
શ્રાવણીઆ આંબાતણું ઉર એજ આંબો જાણે,
પાકશે કે ખરશે કે કો'શે ફળ આપ ;
વાયુના સપાટા ને શું મેઘના ઝપાટા ભાવે ?
પ્રિયા, નથી કમી કૈં આ જેઠ કેરા તાપ!

૨૫૫

પ્રિયા, તારો પ્રેમ એવો પાકે ભલે મોડો તોય
જોઈશ હું વાટ એને પાકવાની પૂર;
શ્રાવણ ઝૂલાવી રહે રંગભર કેરી પાકી,
તે તો ખીલે ફાગણની મંજરીનાં નૂર;
આજે મારા આંબલાની ખીલતી આ મંજરીને
રહ્યું અને પોઢું રેડી ઊંડી ઉરગંગ:
પાકશે એ ફળ ત્યારે એને મુખે ક્યાં રહેશે
કેવા મારા હૃદયના રુધિરના રંગ!

૨૫૬

પ્રિયા કેરી દૃષ્ટિથકી દૂર જ્યારે થાઉં ત્યારે
સ્મરે કે ન સ્મરે મને તે ન જાણું કાંઈ;
જ્યાં જ્યાં જાઉં ત્યાં ત્યાં એનું મુખ મારી સામે આવે,
જાણે બીજું જોવાની તો મને છે મનાઈ;
સૂર્યથી વિમુખ જતા પડે પડછાયો સામે,
ઘેરી રહે બધે એના આત્માનો ઉજાસ:
અરે પ્રિયા, રખે મારું હૈયું આ વટાઈ ઊઠે,
તેથી રાખે પળેપળ તેની શું તપાસ?

## ૨૬૧

એકલા હું બેઠા બેઠા મુંઝાઈ મુંઝાઈ રહ્યો,
    પડ્યો ત્યાં ઝૂમાઈ મારો પરવશ પ્રાણ;
ચન્દ્રહીન શોકથી ત્યાં પોષતો હું હૈયું મારૂં,
    તાણુતી ત્યાં મને કોઈ અણુદીઠી તાણ;
તું તો તારા સનાતન હાસ્યમાં વિલાસતી ત્યાં,
    સૂર્યગુંથી ઝરણી શા કરી રણકાર:
અરે' પ્રિયા, જરા પણ દયા શું ન આવી મારી,
    જરા શું, ન જોઈ પણ શકી એક વાર !

## ૨૬૨

આષાઢનાં વાદળાં ત્યાં ઘેરાઈ ઘેરાઈ રહ્યાં,
    બાંધી લીધી જાણે બધી દિશાઓ ચોપાસ;
વૃક્ષ હતાં ઊભાં અણુહાસ્યાં ઊંડું મૌન ધારી,
    આવતો ખંચાતો મારો શોકપૂર્ણ શ્વાસ;
ઝીણી ઝીણી મેઘરજ વ્યોમથી વેરાતી ધીમે,
    જાણે પુણ્યશાળી કેરૂં ઉતરતું પુણ્ય;
અને હું—ઉદાસી, ઉરતપ્ત ને ઉદ્વિગ્ન ઊંડો;
    અને તું—વિલાસી, બેતમા ને ઉરશૂન્ય !

૨૫૯

આશા ઊંડી મારી રૂડી ફૂલભરી વાડી હતી,
    વધુ વધુ તોડતાં ત્યાં થતાં વધુ ફૂલ;
નવનવી રીતે રોજ પ્રાણુપંખી ગાઈ રૂહેતું,
    હોમી દેતું જીવનની ભાવના અમૂલ;
મીઠી મારી વાડી આજે જાણે સૂકી ઝાડી લાગે,
    હવે ઝૂરે પંખી દેખી રણ આ તે ઠામ;
કીધા કૈં ઉપાય કોડ, માળીઓ સૌ હાર્યાં હોડ:
    રહ્યું કોણ પ્રિયા વિના બીજું માળી નામ?

૨૬૦

પ્રિયા, ઊંડી ભક્તિ મારી શું ન તારે કાન ધરે,
    પૂજારી આ તારો રૂવે શું રંક ને અનાથ?
તુલસીના ટેક માટે કૃષ્ણમૂર્તિ રામ બની
    દર્શન તો દે છે ધરી ધનુ બાણ હાથ;
તું તો, પ્રિયા, પ્રાણભર મૂર્તિ ખરી ઊભી રહી,
    વહે તારે હૈયે હજી ઊનું ઊનું રક્ત;—
અરે પ્રિયા, તું શું એવી પથ્થરની મૂર્તિ બની,
    કે ત્યાં પ્રતિધ્વનિ કૈં ન પાડી શકે ભક્ત!

## ૨૬૧

એકલો હું બેઠો બેઠો મુંઝાઈ મુંઝાઈ રહ્યો,
પડ્યો ત્યાં ઝૂમાઈ મારો પરવશ પ્રાણ;
શબ્દહીન શોકથી ત્યાં પોષતો હું હૈયું મારૂં,
તાણતી ત્યાં મને કોઈ અણદીઠી તાણ;
તું તો તારા સનાતન હાસ્યમાં વિલાસતી ત્યાં,
સૂર્યગુંથી ઝરણી-શા કરી રણકાર:
અરે પ્રિયા, જરા પણ દયા શું ન આવી મારી,
જરા શું ન જોઈ પણ શકી એક વાર?

## ૨૬૨

આષાઢનાં વાદળાં ત્યાં ઘેરાઈ ઘેરાઈ રહ્યાં,
બાંધી લીધી જાણે બધી દિશાઓ ચોપાસ;
વૃક્ષ હતાં ઊભાં અણહાલ્યાં ઊંડું મૌન ધારી,
આવતો ખેંચાતો મારો શોકપૂર્ણ શ્વાસ;
ઝીણી ઝીણી મેઘરજ વ્યોમથી વેરાતી ધીમે,
જાણે પુણ્યશાળી કેરૂં ઉતરતું પુણ્ય;
અને હું—ઉદાસી, ઉરતપ્ત ને ઉદ્વિગ્ન ઊંડો;
અને તું—વિલાસી, બેતમા ને ઉરશૂન્ય!

૨૬૩

ઊંડા આંબાવાડીઆની સૌમ્યલીલી છાયા નીચે
સર્પ જેવી વળ ખાતી જતી એક વાટ;
પ્રિયા, તું તો કોકિલા બોલાવતી ત્યાં જતી જતી,
ધીમે ધીમે વ્યોમે થતી સંધ્યાની વણાટ;
લાખો ગાઉ સૌંદર્યના સાગર રેલાઈ રહ્યા,
સંધ્યામુખે વ્હેતું તહીં શાંતિ કેરું નૂર:
શોક મારો આવી નિજ કર્તવ્ય બજાવી રૂહેતો;
હૈયું તારું—ગયું'તું શું જગ પર દૂર!

૨૬૪

પ્રિયા, તારી પૂંઠે પૂંઠે જતો ઘસડાતો હું ત્યાં,
જાણે વાયુટૂંક્યું સૂકું તણાતું કો પાન;
તું શું મારા શોક કેરી કરતી મજાક એવી,
દેખી એવું હૈયું મારું કપાતું નિદાન;
ખૂણેખૂણા પુકારીને પડઘા ત્યાં પાડી રૂહેતા,
સ્મૃતિ ના શું દેતું તેમાં મારું કોઈ વેણ!
જરા પૂંઠે ફરી, એક હાસ્ય મીઠું કરી, શું તું
નાખી નહીં શકી એક માયાભર્યું નેણ!

૨૬૫

પ્રેમ કેરૂં અંજન મેં કીધું આંખ ઠારવાને,
આંખ નહીં ઠરી, ગઈ ઊંઘ સારી રાત;
જીવનમાં જ્યોતિ મેં તો સળગાવી તેજ કાજે,
તેજ રહ્યું દૂર, મારી જળે છે આ જાત:
સુખના સમુદ્ર હું તો વલોવી વલોવી મથ્યો,
મળ્યાં નહીં રત્ન પણ હલાહલ ઝેર:
અરે પ્રિયા, હું એ બધી માયામાં ભમાયો રહ્યો—
એક તારા બોલે થતે દુનિયાનો ફેર!

૨૬૬

વાઘની ગુફામાં રહેવું ભયાનક નથી એવું,
કાશી કેરૂં કરવત નથી એવું ક્રૂર;
બળતે અંગાર નથી ચાલવું કઠણ એવું,
ગુલામીમાં રહેવું એવું હીણું ન જરૂર;
ગાળેલું પોલાદ પણ પીવું નથી તાતું એવું,
નથી એવું કારી કદી હલાહલ ઝેર:
પ્રેમમાં જે પડ્યો તે તો પડ્યો રસાતાલે ઊંડો,
વિધિ જાણે લેતો લાખો જન્મ કેરાં વેર!

૨૬૭

અરે પુષ્પધન્વા! તને પુષ્પે પુષ્પે મારૂં આજે,
બાંધી ઉરકૂપે તને નખાવું નિઃશ્વાસ;
આંખો મારી બંધ કરી તેમાં તને કેદ કરૂં,
તારા વાંક માટે ત્યાં કરાવું ઉપવાસ;
છતાં ત્યાંયે પડ્યો મારૂં હૈયું ખાય કોતરી તું—
આ શી તારી ટીખળી ને આ શી તારી ટેવ?
અરે બાપુ, છોડ મને; ભૂલ મારી જાણી હવે:
હું તો માત્ર માનવ ને તું તો રહ્યો દેવ!

૨૬૮

રાખે મેઘરાજ દરબારે એનો કેસરી તે
છૂટી જઈ કદી એની પ્રજાને દે ત્રાસ:
ઝબુકતી આંખ એની મારે ચમકારા બારે,
પાડે એક ત્રાડ ત્યાં તે ધ્રૂજાવે આકાશ;
પ્રિયા, મારે હૈયે એક વાઘ છે બંધાયો એવો,
બાળે મારા પ્રાણ એની આંખના અંગાર;
તીવ્ર એની ત્રાડે હું તો ધ્રૂજું હાડે હાડે સદા,
રાખું તો રંજાડે, છોડ્યે છૂટે અવતાર.

૨૬૯

આવે ભરવાડ જેવો સૂરજ સવારે ત્યારે
ઘેટાં જેવા તારા બધા ભાગી જાય છેક;
દોડી દોડી ઘેરી સૌને લોમથકી ધરી તે ત્યાં
દે છે ઝબકોળી તેજસાગરે દરેક;
પ્રિયા જ્યારે આવે એવી મારા ભરવાડ જેવી,
આંખો એની ક્યાંથી મને જવા દેશે દૂર?
રોમ રોમ ઊઠી જાણે હૈયે કૈંક ભરી આણે,
અને સ્વેદસાગરે ભીંજાઉં ભરપૂર.

૨૭૦

આવી વર્ષગાંઠ જ્યારે પ્રિયાજન્મદિન કેરી,
ધાર્યું મેં ઘડાવ્યાં જાણે બંગડી ને હાર;
અનુપમ કળા તેમાં સીંચી'તી સુવર્ણકારે,
જોતાં જોતાં ઊઠે ત્યાંથી અદૃશ્ય આકાર;
અદૃશ્ય આકાર તેમાં આવે છે સાકાર બની,
પ્રેમ અને કલ્પનાના ચાલી રૂહે સંકેત:
બંગડીમાં આવીને ભરાઈ જાય હાથ મીઠા,
અને હારમાથી ફૂટે કંઠ શુદ્ધ શ્વેત!

૨૭૧

વિચારી વિચારી રહ્યો : જોઈ ધારી ધારી રહ્યો :
 રાત્રિ ઊભી સામે જાણે ઉગતું કો ફૂલ;
ચંદા ના'તી વ્યોમે, પણ સુતો ત્યારે નિદ્રા વિષે
 ઉગ્યો એક સ્વપ્નનો પ્રકાશ કો અતુલ;
જાણે જતા આવતા કો દેવે ત્યાં ઉઘાડ્યું ધીમે,
 સ્થૂળ મારી દૃષ્ટિ કેરૂં આત્માસુખ દ્વાર;
પ્રિયા, ત્યાં તો મુખ તારૂં જોઈ જોઈ રહ્યો ગર્વે—
 દ્વાર થયાં બંધ દૂર આવતાં સવાર.

૨૭૨

આવે પાછી રજની ત્યાં સંભારી સંભારી પ્રિયા
 પડી જાઉં ઊંઘમાં હું જોતો નભે ચંદ;
રચી નવી સૃષ્ટિ ત્યાં તો રમે મારો પ્રાણ તેમાં—
 અરે કેવા એની નવી સૃષ્ટિના આનંદ!
રમે મારો પ્રાણ તેમાં એકતા અનંત ધારી,
 પરમ વર્ગનમાં ત્યાં પ્રિયા સાથે ગાન;
મીઠાં મીઠાં ચુમ્બ્મા એ લ્હેરમાં સુંદર વ્હેતાં—
 ઊડી ગયું આખ-અરે પ્રિયા! પ્રિયા! ક્યાંય!

૨૭૩

ઉષા મારા પોપચાંએ આવી રહે ઊભી ત્યારે
પામે તે ન સધ મારા આત્મા કેરી ઝાખ;
એ તો બેઠો બેસે મારી પ્રિયાતણી મૂર્ત્તિ સાથે,
આવી જે ત્યા ઊડી બેસી સ્વપ્ન કેરી પાંખ;
પ્રિયાતણી મૂર્ત્તિ તે તો જીવનની પૂર્ત્તિ મારી,
એજ મારી નિદ્રાસૃષ્ટિ કેરી દેવી સત્ય;
ઉષા મારાં પોપચાએ આવી શાને ઊભી રહે,
દેવીનું જ્યાં રાજ્ય ત્યાં ન ચાલે એની ગત્ય.

૨૭૪

પૂર્વદિનોમાહીં કૈંક લીલા મેં નિહાળી હતી,
સુણ્યા હતા ઝરાઓના કૈંક પ્રેમગાન;
છાયાભાસ હોય પણ ધૂણી રૂહે કો સ્વપ્ન એવું
સૂકા મારા રણે કરી લેવા જળપાન;
માયા જેવી છાયાની એ લાગે પાછી માયા મને,
અને જોઈ રહું એનો પલકતો પાટ;
લાગે મને પાસે પણ દૂર દૂર ભાસે જતા:
અરે પ્રિયા, તારી પે શું વધે એવી વાટ?

२७५

ઉપર હું જોઉં તો હું જોઉં ઊંડા આકાશને,
હેઠળ હું પામું તારા મુખ કેરી ઝાંખ;
ઉપર હું ખોળું તો હું ખોળું દિવ્ય તારલાને,
હેઠળ હું ખોળું તારી સ્વર્ગભરી આંખ;
અણુકરી પાંખો મારી વિશ્વ બધું વીંઝી વળે,
ઠરે તો તે સૂર્યને કે તારે દેહનૂર:
આકાશ ને તારલા ને સૂર્ય દૂર દૂર લાગે,
પણ પ્રિયા, શાને તું એ સર્વથી યે દૂર?

२७६

આકાશના દ્રાક્ષ કેરા વેલાઓમાં ઘડી ઘડી
બાલ્યકાળે ધ્યાન મારું રહેતું ગુંચવાઈ,
જાણું મોટો થાઉં ત્યારે જરાક ટિંગાતાં ઊંચે
દ્રાક્ષનાં એ ઝૂમખાં હું તોડું હરખાઈ;
આજે મોટો થતાં ક્યાં એ ઝૂમખાં રે પાસે લાગે!
દ્રાક્ષ છે સુકાઈ ને ત્યાં બળે છે અંગાર:
મીઠી મીઠી દ્રાક્ષ જેવો પ્રેમ જે આ લાગતો, તે
આજે તો અંગાર જેવો બાળે આરપાર!

૨૭૭

પ્રેમના પ્રહાર ખમી ખમી વળી પીઠ મારી,
    જીવન ખોવાયું ક્યાં તે જોતો જોતો જાઉં;
દોડી જતી ઘડીઓના ચોભાત્રીને હાથ ઝાલું,
    હલાવીને પૂછું તેને પ્રિયા ક્યારે પાઉં;
દિવસો ને દિવસોનાં ગાડાઓ વહ્યાં, તે નીચે
    પડ્યું મારૂં યૌવન આ પીંખાઈ છુંદાઈ;
પ્રિયા, આખું વ્યોમ મને તાકી રહ્યું તીર એનાં,
    ખાકી શું છે કે આ ટરે તારો પ્રેમસાઈ?

૨૭૮

દિન ઉગે તપતો તો બાફશે બપોર કેવી?
    બીજ આવું ઝેરી છે તો થશે કેવું તૂલ?
ઠંડો આવો માગસર છે તો જશે પોષ કેવો?
    કળી આવી કાંટાળી તો થશે કેવું ફૂલ?
દિન છે અંધાર તો ત્મા થશે રાત્રિ કાળી કેવી?
    માવો આવો કડુ છે તો હશે કેવી છાલ?
પ્રેમ' તારો મ્હોર આવો લચી રહ્યો દુઃખથી તો
    ઉતરશે આખરે ત્યાં કેવો તારો ફાલ?

૨૭૯

ઊંઘ વેચી આંખનાં એ ઓઢણ અમોલાં દીધાં,
    રાત દિન એક કરી ભૂલી દીધો કાળ;
ઉદરને ઠારવાનું તજી દીધું ઝેર ગણી,
    ફેંકી દીધા લક્ષ્મી કેરા મોતીપૂર્યા થાળ;
અમીનાં તળાવ આંખે વહાવી સૂકાવી દીધાં,
    દેહ ભૂલી પ્રાણ અર્પ્યા જરાકે જરાક:
અરે પ્રેમ! હૃદયનું રક્ત ટીપેટીપું સીંચી
    માનવે ઉગાડવો શું જગે તારો પાક?

૨૮૦

પ્રેમનું સિંહાસન આ હૃદય જે માંધેરૂં તે
    પ્રેમજ શું મથી મથી તોડવાને ચાહે?
અમૃતનો ફુવારો એ આનંદને વેરતો તે
    ખારા ખારા આંસુડાંમાં રેલતો કરાય?
જમીનના હૈયામાં શું ઊંડા ઊંડા ચીરા પાડી
    દાદવે રોપાય તોજ ઉગી ઝૂલે ફૂલ?
અરે પ્રેમ! માનવીની દુનિયામાં એ શું છે કે
    પેલો તારો ચઢે ફુંદી પોતાનાંજ ફૂલ?

૨૮૧

માર્‌ું માર્‌ું કરે બધું માનવી આ જગતમાં,
    પ્રભુથકી ડરી તેથી જાય દૂર દૂર;
જાણે બધું પ્રભુનું છે ને એ રૂહે જો પ્રભુનો, તો
    પ્રભુ વિના બીજું નહીં પાસે રૂહે જરૂર!
પ્રભુ કેરી માયામાં એ તોય રમે, ખેલે, લાડે,
    કદી એક યુગે પણ ખોલે એની આંખ:
પ્રિયા, તારી માયામાં તું એવો મને રાખે સદા;
    લે આ બનું તારો બધો, હૈયે તારે રાખ'

૨૮૨

અરે મને લાગે આખું જીવન આ પ્રિયાભર્યું,
    પલેપળ શ્વાસેશ્વાસ પ્રિયા પ્રિયા થાય;
ઉઘાડું આ આંખ ત્યાં તો પ્રિયા પ્રિયા તરે સામે,
    બંધ કરૂં પાપણો તે પ્હેલા મહીં છાય;
ભાગી જાઉં, પૃથ્વીને કૂદાવી બીજે ગ્રહે પડું,
    ઓઢીને અંધાર પીઉં ઝેર કેરા ઘુંટ;
હૃદયના કિલ્લા તોડું, તારાએ તારાએ દોડું,
    તોય એની છાયા નહીં છોડે મારી પૂઠ!

૨૮૩

અરે મને લાગે આખી દુનિયા આ પ્રિયાભરી,
    પ્રિયા વિના નથી જાણું ઠાલી કોઈ ઠામ;
દિવસનાં દ્વારે પેસી રજનીનાં દ્વારે નાસું,
    તોય એની આંખો મને ઘેરે આઠે જામ;—
દયાળુ ઓ સંધ્યા! મને સંતાડી દે શીઘ્ર તારી
    નાનારંગી કામળીની નીચે તારી કુંજ;
કે આ મને સ્હાવા, મારી ઉપર તું નાખ તારી
    કુંળી કુંળી વ્યોમઝૂલી મંજરીના પુંજ!

૨૮૪

પ્રિયા, મારા પ્રેમે મને ગાળી ગાળી તાવ્યો આગે,
    આવ્યો લાગે મારો જાણે સૂનો અવતાર;
તોડી નાખ્યાં પીછાં બધાં આત્માની પાંખોનાં મારાં,
    ખોડી લીધાં વસ્ત્રો મારાં ફૂંકીને અંગાર;
ફૂંકીને અંગાર મને બતાવ્યો શૃંગાર પૂરો,
    ફેંક્યો કારાગારમાં જો બાંધી મારા હાથ:
ઊભો કૃપાકાંક્ષ અસહાય તારી સામે, પ્રિયા,
    હજી પે તું ધારે તો ઉગારી લે અનાથ!

## ૨૮૫

સુ સુ થતા પવનની કેશવાળી ઝાલી હું તો
    ઘૂમી વળું જગતની ગુહાઓ તમામ;
ઊઠી જતી વીજળીની અગ્નિપાંખે બાઝી પડી
    ઉતારીને લાવું તેને ધરા કેરે ધામ;
ગરજી ગજાવે બધી ધરાને ધ્રૂજાવે ભારી,
    એવા અતિ ઉગ્ર પણ બાંધું મહાઘોષ:
કેમ મારા પ્રેમે તારા હૃદયને બાંધું, પ્રિયા,
    તે ન હજી જાણું તેની કરું ક્યાં રે શોધ?

## ૨૮૬

જન્મ ધરી માનવી તો સ્વર્ગને છે શોધી રહ્યો,
    જીવનની યાત્રા કરી અંતે માગે સ્વર્ગ;
દેહભાર મળ્યો તેમ કર્મભાર મળ્યો સાથે,
    બંનેને ઉપાડે એવાં આત્માનાં છે ભર્ગ;
ફેંકી દે જે ભાર તેજ ફેંકતામાં છુટે એને,
    ફેંકી દીધે કદી નહીં સરે એનો અર્થ;
અરે પ્રેમ! તારો પણ ભાર છે આનંદે વ્હેવો:
    સહી જાણે તેજ વહી જાણે છે સમર્થ.

## ૨૮૭

આનંદના પાક અહીં માનવીએ લણ્યા ઘણા,
　　તેમાં તારો પાક સૌથી મોટો છે, ઓ પ્રેમ!
ભારી ભારી પૂળીઓ આ લચે તારી કણે ભરી,
　　તોય તે ઉપાડવામાં રહ્યું બધું ક્ષેમ;
પીઠ વળી જાય કે આ ડોક લચકાય, પણ
　　ભાર એ ઉપાડવોજ રહ્યો અમ કાજ;
પુકારી પુકારી વ્યોમકર્ણે ખાલી દેવા ફાડી —
　　વ્હેવું અને સ્હેવું જાતે: બીજો ન ઇલાજ.

## ૨૮૮

સૂર્ય રોજ ઉગશે ને સૂર્ય રોજ આથમશે,
　　પણ પ્રેમ! જ્યોતિ તારી જળે છે અખંડ;
આકાશપટેથી બધું વ્હેતું સરી જાય સદા,
　　પણ જો અચળ છે આકાશ કેરો પંડ;
વ્યોમઅંગે વળગ્યા છે તારા મધમાખ જેવા,
　　તારે અંગે બાઝે તેવાં વેદનાનાં વૃંદ;
અરે પ્રેમ! ડંખ એના ખાય તેજ પામે મધુ:
　　સર્વ વેદનાનું તત્ત્વ અમર આનંદ!

२८९

કવિ માટે હશે શું આ દુનિયાનાં દુઃખ ભર્યાં?
મજુરીમાં મળે એને પીવા વિષપાન;
લક્ષ્મીને ન ન્હાતો, વિશ્વઆંખથી છુપાતો, સદા
વેદનામાં ન્હાતો, હસી ગાતો એનાં ગાન;
મિથ્યા ચમકાર એના, પ્રાણના પુકાર એના,
શોધી શોધી મથે તે ન મળે એને, હાય!
કોણ બધો પ્રેમ આપી એને લે ઉગારી અરે?
પ્રેમ પ્રેમ કરી એ તો અંતે મરી જાય.

२९०

ગુરુ કહે, પૂર્વજન્મે કીધાં હશે કર્મ તેં શાં,
કે આ જન્મે પામ્યો તું આ કવિતાનો શાપ?
સ્વર્ગ નહીં મળ્યું તને, પણ સ્વર્ગ સાટે તો આ
સ્વપ્નમાયા સૌંદર્યનો પામ્યો તું સંતાપ;
બન્યો તું પૂજારી સ્વપ્નચારી એજ દેવી કેરો,
ભમ્યો પૂઠે જારી, તારી ભાગી એણે ભૂખ?—
સ્વર્ગે હશે સુખ, પણ ગુરુજી, આ જગે વધુ
મધુરા છે સૌંદર્ય ને કવિતાનાં દુઃખ!



# કલિકા

પાંદડી છઠ્ઠી :

## પ્રબોધ

( મુક્તધારા છંદ )

૨૯૬

ધગધગ ધગી રહે ધરા ખુબ ઘોમથકી,
    જગે જગે તાપ જાણે ભરે સિંહફાળ ;
ઉકળે સમુદ્ર અને ઉકળે રુધિર ઊંડાં,
    નીર ઊંડી આંખમાંથી ઝરે ઝાળઝાળ ;
તપી તપી વ્યોમ બધું ઊની ઊની જીભ કાઢે,
    તાપ બને ધાડો જાણે પડે અગ્નિખંડ :
અંતર ને બાહ્ય એવા તાપના સંતાપ વચ્ચે,
    અરે પ્રિયા, કોણુ અહીં રક્ષે મારો પંડ ?

### ૨૯૨

કાળો કાળો વાયસ કો ઊડતો અંધારે જેમ
    અદૃશ્ય કો ભૂમિ વિષે જાય છે ગળાઈ,
પ્રિયા, મારા અંતરના એવાજ અંધારમાંહીં
    જાય છે વિચાર મારા કહીંક ખોવાઈ;
શૂન્ય શા આકાશ ભણી ઘડીઓની ઘડી બેસી
    જોતો જોતો થાકું તોય જડે નહીં જોગ;
બેસી બેસી શૂન્યતણી હાર પર હાર માંડું,
    એકડો ન આવે, પ્રિયા, શૂન્યનો શો જોગ?

### ૨૯૩

પ્રિયા, હતી નૌકા મારી એકદા ખરાબે ચડી,
    તૂટી ગયું લંગર ને છટક્યું સુકાન;
ઘૂમી રહ્યા મોજાં બધે વરૂ જેવા મુખ ફાડી,
    નૌકા મારી સારી રાત રહી ત્યાં હેરાન;
રે મેં ત્યાં તો દીઠા એક નૌકાના સોનેરી શઢો
    ઉગતા દિગંતમાંથી સૂરજની સાથ:
મોજાંથી યે ઊંચું વધુ હૈયું મારૂં કૂદી રહ્યું—
    નૌકા એ ઉગારશે કે મારશે અનાથ!

### ૨૯૪

પ્રિયા મારી મૌનવ્રત ધારી આજે બેઠી હતી,
  બંધ થઈ હતી એના હાસ્યની યે પાંખ;
આકાશમાં જાણે બધું શાંત ઘનઘોર હતું,
  નો'તી તેમાં ગર્જના કે વીજળીની ઝાંખ;
અરે મારૂં એટલું યે સ્વર્ગ આજે સૂનું લાગે,
  એટલું યે હતું મારૂં અંધ કેરૂં નૂર:
ગમે તેવા પાપીતણી પાસેથી યે સ્વર્ગ એનું
  ઝુંટવી રે લેવું તો છે અતિ અતિ ક્રૂર.

### ૨૯૫

પ્રિયા કેરી આંખોમાં છે સ્વર્ગ મારૂં વસ્યું બધું,
  હૈયું મારૂં સદા એની પૂઠે પૂઠે ધાય;
જ્યાં જ્યાં જાય પ્રિયા ત્યાં ત્યાં દોરે મને પાય મારા;—
  કેમ નિજ સ્વર્ગ વિના કોઇથી રૂહેવાય?
ઘડી ઘડી જોઉં હું તો ડરી ડરી સ્વર્ગ મારૂં
  લટકતું ઘૂજી પ્રિયાપાંપણોને ધાર;
રખે એની પાંપણોના ક્રૂર પલકારે કોક
  સ્વર્ગ મારૂં તૂટી પડી કરી દે લાચાર!

२६६

સામે ધૂજી રહેલા અંધાર આરપાર જોતાં
    પડે મારી આંખે દૂર પ્રિયાનો આકાર;
સ્વપ્નમાંહીં સ્વપ્ન પાછું આવે કોઈ વેળા જેવું,
    જાગ્રત આ સ્વપ્ને તેવો ઠરે એ ચીતાર;
અંતરે જાગેલી આંખો મનપાક્યાં ચિત્રો જોતી
    નોંધે બધી સ્વપ્નગુંથી સૃષ્ટિ આ રચેલ;
સ્વપ્નમાંનું સ્વપ્ન તૂટે, અને મારૂં સ્વપ્ન છૂટે—
    જાગી જોઉં–પ્રિયા ક્યાં!–એ માયાના સૌ ખેલ!

२६७

કેમ સ્વર્ગપંથ દ્હી માપી શકું પાપી હું આ,
    પણ પ્રિયા, પ્રેમે તારા પ્રોઉં એક આશ;
સ્વર્ગતણે ગ્હેલે તું વિરાજવાને એક દિન
    જાણું હું કે જશે પૂરાં પુણ્યને પ્રકાશ;
ઊડીશ હું ત્યારે તારા પાલવની કોર ગ્રહી,
    સ્વર્ગદ્વાર ઉઘડીને રૂહેશે તારે માટ;
ભલે દ્વારપાલ મને જવા ન દે માશ, પણ
    જાણીશ કે સ્વર્ગ ક્યાં છે અને તેની વાટ!

२९८

આશા કહે જોની હું આ ઊંચે વ્યોમવૃક્ષે ચઢું,
    ભાગ્ય કહે જોની હું તો પડ્યું છું આ ભોંય;
ધર્મ કહે જોની હું આ ધરાને દોડાવું સીધી,
    કર્મ કહે જોની મને કૂટે સર્વ કોય;
પ્રેમ કહે જોની હું આ સ્વપ્નોના રચાવું મ્હેલો,
    વિધિ કહે જોની હું આ ભાંગ્યે હાંલ્લે ખાઉં:
પ્રિયા, એવા વિશ્વ વિષે મળે નહીં મેળ સૌના,
    એક તારે હૈયે રહ્યું ગાન હુંજ ગાઉં.

२९९

શાસ્ત્ર કહે પુરુષે તો રહેવું આકાશ જેવું,
    અને સ્ત્રીએ પૃથ્વી જેવું થવું સદાકાળ;
જડે નહીં જોડ જગે એવાં સ્નેહજોડાં જેવી
    પ્રિયા, એવાં આકાશ ને પૃથ્વી છે સ્નેહાળ:
જોની આ દિગંતમાં શા ઝૂખી એ અનંત રસે
    ગાલેગાલ મૂકી પડ્યાં સુખે અણુતોડ!
સૂર્ય ચંદ્ર તારા જતા આવતા આશ્ચર્યે ઊભી
    જોય આ આનંદની અખંડ સ્નેહજોડ!

### ૩૦૦

રજની ને દિન પણ એવાં સાચાં પ્રેમી જોયાં :
    જોતજોતાં દિન થઈ જાય એ અદૃષ્ટ,
વ્હાલુડી એ રજનીની હૂંફભરી છાતી પર
    સૂઈ રહે પ્રેમી એનો દિન એવો ધૃષ્ટ;
રજનીની હંસ જેવી ડોકે નભગંગા જેવો
    લટકી રૂહે દિન કેરો પ્રેમકર શ્વેત,
લાખોલાખ પ્રેમીઓના આનંદની ધારા ત્યાંથી
    ઊઠી ધડી કરે, પ્રિયા, વિશ્વ આ અચેત!

### ૩૦૧

ઋતુ ઋતુ સાથે, પ્રિયા, હસી કે હું રડી રહું :
    વસંતે હું કોકિલ શું ભેળું ગાનતાર,
ગ્રીષ્મના તપેલા હૈયે મૂકું તમ હૈયું મારું,
    વર્ષા સાથે આંખો મારી રડી દે ચોધાર;
શરદે હું ચંદ્રિકાના હાસ્યગીતે તાળી પૂરું,
    હેમંત શું ધ્રૂજી ધ્રૂજી રાખું આ શરીર;
શિશિરના વાયુ સાથે નાખું હું નિસાસા ઊંડા :
    અરે પ્રિયા, ધારું હજી કેટલી રે ધીર!

३०२

વસંતની મંજરીઓ હાયે આ સુકાય, પ્રિયા,
ઊના મારા શ્વાસે ઝૂમે ગ્રીષ્મના ગુલાબ ;
વર્ષાની મધુર ધારે બળે ખારાં આંસુ મારાં,
ઝેરભર્યાં ગીતો ઢોળે શરદની છાબ ;
હેમંતનાં જળ હૈયારુદને બંધાય ધ્રૂજી,
બળી જાય ચીસે ઊભો શિશિરનો પાક ;
ભૂરા નભગાલ મારાં આંસુએ ભીંજાય વૃથા :
પ્રિયા, જગહાલ એ શું જાણે ન જરાક ?

૩૦૩

લાલ લાલ કુકો નિજ કળાથી હવામાં ફૂંકી
ઉપર ઊડાડતો જ્યાં આવે દિનબાળ,
સળગેલી વાદળોની સીડી પર ચઢતો ત્યાં
અદ્ધર બતાવી કળા કરે તે કમાલ ;
પ્રિયા, એવા આપણે યે બાલ્યકાળે ખેલતાં ત્યાં
કૈક એવા કુકા ફૂંકી કાઢી નાખ્યા હેઠ ;
પણ જોની યૌવને આ લીધો છે જે આગગોળો,
ક્યાંથી પાચું કળા કે ચઢાવી જાણું ઠેઠ !

૩૦૪

ઊંચે આસમાને કૈંક વિવિધ ગુલાંટ ખાતો
    ઊડતો અનેકરંગી જોઉં કો પતંગ;
દીસે દોર બાંધ્યો એને, ગ્રહી તેને ધરા રહ્યો
    અદશ્ય કો કર ત્યાંથી દોરે એનું અંગ;
ખેંચેલો ખેંચાય, છોડચો દૂર દૂર જાય ઊંચે,
    નચવ્યો નાચીને ગાય મધુરું કે ઘોર:
અરે પ્રિયા, તેં શું મને પતંગ બનાવ્યો એવો—
    ઊડું કે હું પડું, પણ તોડ તારો દોર!

૩૦૫

પ્રિયા, તારી છાયા મારું જીવન ઝુલાવે એવું,
    ઘડીભર સુખ એવું દે છે એ અમોલ,
ધરણીના ધગતા કપાળે નહીં અડચો કદી
    શીતળ ને મૃદુ એવો સંધ્યાનો કપોલ;
જે જે કરું તેમાં, મારા મનમાં છે મન તારું,
    ધ્યાનમાં છે ધ્યાન તારું, હાથમાં છે હાથ;
પ્રિયા, તારી છાયા મારું જીવન વીંટાળે એવું,
    તેજચક્ર જેવી સદા ફરે મારી સાથ.

૨૦૬

આવ, મારી ગરુડીણી ! ઉતરીને આવ નીચે :
સારો દિન આકાશને શિખરે શા ખેલ !
આજે તને પકડીને બાંધવી છે મારે હાથે,
પાંખો તારી બીડી રાખું પૃથ્વી શું જડેલ ;
પાંખો તારી બીડી તને કરું પ્રેમ બૂજતી હું,
ફૂલડાંથી ઢાંકું તારી આંખતણાં દ્વાર ;
નીચે દોરી લાવી તને, મુખ તારું ચુંબી ચુંબી
ત્યાંથી હું ઊડાવું તારા નિર્દય ઉચ્ચાર.

૨૦૭

Most IMP

પ્રિયા કહે, " સંસારમાં પુરુષો છે વાયુ જેવા,
અને લલનાઓ જાણે નાજુક ગુલાબ ;
પ્રભાતમાં આવી વાયુ મીઠો મીઠો વાઈ રહે,
ગુલાબ ત્યાં ખીલી સુખ માણે બેહિસાબ ;
બપોર થતા એ વાયુચુંબનોનાં બંડ ઝીલી
આખરે ત્યાં ખરે છે ગુલાબ કેરી કાય : "
ગુલાબને ખીલવું ને ઝીલવું છે પ્રેમે, પ્રિયા,
વાયુને તો ઝૂકવું ને ફૂંકવું સદાય !

३०८

ઊંચે ઊંચે ઊડનારી, વ્યોમવૃક્ષે બેસનારી,
કવિની ને રવિની ઓ વ્હાલુડી સ્વતંત્ર!
આજે તો સુણાવ તારા દ્વિગુણ આ દિવ્ય સુખે
કવિતા ને સવિતાના બેવડા તે મંત્ર;
કવિતા ને સવિતાના બેવડા તે મંત્ર સુણી
પામશે પ્રાબલ્ય અમ હૃદય ને પ્રાણ;
તું તો પામી બંને, પણ અમારી આ દુનિયામાં
મળે કદી એક તો છે અન્ય કેરી તાણ.

३०९

લાખોલાખ સૂર્ય છતાં આકાશે અંધાર રહે,
ઊંચું છે આકાશ તોય નીચે ધસે પાંખ:
ભર્યો છે અખુટ જળે તોય છે સમુદ્ર ખારો,
સુંદર છે સંધ્યા છતાં પળે પામે ઝાંખ;
ઉગે છે ગુલાબ તેજ ડાળે ઉગે કાંટા સાથે,
હશે આ વિચિત્ર એવા વિધિ કેરા લેખ!
અરે પ્રિયા, માનવે શું જોઈ જોઈ રોવું સદા
સૌંદર્યની પૂર્ણતામાં ક્રૂરતાની મેખ!

૩૧૦

પાનખર આવી પંથે સાળુને ઊડાવતી આ,
ફૂંકી રહ્યા વાયરા ને ઊડી રહી ધૂળ;
માથાંને હલાવી વૃક્ષો કરે છે વિલાપ જાણે,
તોડી નાખે પોતાનાં ત્યાં પાંદડાં ને ફૂલ;
દોડી દોડી વાદળાંને દોડાવી તે દહે દિને,
ફૂંકી ફૂંકી સંકોરે ત્યાં રાત્રિના અંગાર:
ઉરના ઉલ્લાસ ને વિલાસ મારા શુષ્ક પડયા,
પ્રિયા, એ યે ઊડે એક શ્વાસને ફુંકાર.

૩૧૧

ચંદ્રકુંભે ખોબ્યાં નિજ મોતીડાને વેરી દેતી
રાત્રિ મ્હોય સ્ફટિક શું સ્વચ્છ આ આકાશ;
આનંદી સમીરણોને છુપાવી હથેલીમાં તે
સાગરના ગુચ્છાવાળે ફૂંકે નિજ શ્વાસ;
મોતીડા વેરાય વ્યોમે, સાગરે ઝૂલાય જોમે,
પાતાળે ભરાય ઊંડી સૌંદર્યની છાંય;
મીઠી આવી રાત્રિ, પણ મીઠી ક્યાં વિધાત્રી મારી?
ખારે ખોબ્યાં મોતી મારી આંખે ઉભરાય.

## ૩૧૨

એક દિન પ્રિયાપટે બેસી એના કર ગ્રહી
    ઉઘાડીશ ઉરના આ સર્ગ પૂઠે સર્ગ;
નીચે ઢાળી મુખ એની આંખો મને જોઈ રહેશે,
    જાણે મારે મુખે હોય લટકતું સ્વર્ગ!
લટકતું સ્વર્ગ એવું ઉતરશે ધીમે ધીમે,
    જોણે સઘ અટીશ એ તારા ને આકાશ;
જરા ઊંચો થતાં બધું સ્વર્ગ મારી બાથે પડી
    હોઠે દેશે હોઠ અને શ્વાસે દેશે શ્વાસ!

## ૩૧૩

પ્રિયા, જ્યારે મારા પર મુખ તારૂં વળે વાંકું,
    ઠરૂં તારા સ્વર્ગના મ્હેરાબ નીચે એમ,
અને મીઠાં મીઠાં તારાં ચુંબનો—આલિંગનોમાં
    જોઉં હું વીંટાતો જકડાતો મારો પ્રેમ;
લાખો ચંદ્રકિરણ શા તારા કેશ વચ્ચે પડી
    શોધે મારૂં મુખ તારા હૃદયની હૂંફ;
આંસુડાં ને ચુંબનો તો આપણાં ત્યાં ઠરે અંતે,
    અને ઘડી આત્મા પામે મીઠી શાંત ઝૂંફ.

૩૧૪

આજે મારે માટે આખી દુનિયા આ નાની લાગે:
કેમ મારી પ્રિયાને હું દાખું મારો પ્રેમ;
અંતર આ ઉલટીને રેલે છે અસંખ્ય ધારે,
એવા મહાધોધ વ્હેવડાવું પૂરા કેમ?
આજે પ્રેમ માટે આખી દુનિયા આ નાની લાગે:
કેડે પડ્યો કાળ, સામે આકાશની ખીણ;
એકજ છે માર્ગ હવે, તે તો પ્રિયાહૈયાતણો,
પ્રિયા હૈયું ખોલે તો છો દુનિયા રૂહે હીણ!

૩૧૫

અરે કદી દુનિયા આ પૂરતી જો હોત મોટી,
તો હું દૂર દૂર જઈ છુપાવત હેત;
કૈલાસને શિખરે હું બેસીને તોડત તારા,
સહરાના રણમાંહી ખણુત હું રેત;
ખણી ખણી કરત હું રેતી કેરા ઢગ મોટા,
પુકારત એકેએક કણે ફરિયાદ:
અરે પ્રિયા, આવી નાની દુનિયામાં જાઉં ક્યાંહી!
જ્યાં જ્યાં જાઉં ત્યાંથી તું તો સુણે મારો સાદ!

૩૧૬

મારે માટે ટૂંકો નહીં કીધો હોત કાળને, તો
કાળની અનંતતાને વધારત હુંય;
સત્યયુગ પૂર્વેથી યે ચાહત હું તને, પ્રિયા,
કલિયુગ સુધી ભલે માનત ન તુંય;
યુગ યુગ સુધી તારા સૌંદર્યને ગાત પૂરું,
એક મહાયુગે તારું હૈયું થાત મ્હાત:
પ્રિયા, મારો પ્રેમ એથી ઓછો નહીં દેવો ઘટે,—
પણ જોની કાળ શો આ ચાલ્યો ઝંઝાવાત!

૩૧૭

કેમ મારા પ્રેમને હું રાખું અટકાવી, પ્રિયા,
કાળ નહીં થોભે જોવા પ્રેમ કેરી વાટ;
કાળનો પાંખાળો રથ પૂંઠે પૂંઠે દોડે સદા,
સામે છે અનંતતાનો પડચો લાંબો પાટ;
સૂર્યને પિછોડીમાં હું દિનભર બાંધી રાખું,
હોડું એ પિછોડી ત્યાં તો તારાઓ વેરાય;
દિનને હું બાંધું કિંવા રજનીને સાધું, પ્રિયા,
થોભે નહીં સૂર્ય તો શું તે સૌ ન રોકાય!

૩૧૮

દિવસનાં બારણાને ઢાંકી અંતે સંધ્યાએ ત્યાં
સૂર્યતણું તાળું તેને લગાડયું વચેટ;
પૂર્વથકી રજની ત્યાં આવતી ઝપાટે દેખી
ખોલી તાળું તેણે તેને નાખી દીધું હેઠ;
રજની ને દિવસ ત્યાં મળ્યાં—અરે અતિ મોડાં,
દિવસે ત્યાં હૈયું ચીરી દાખ્યો નિજ હાલ;
રજની એ દેખી રડે રૂપેરી આંસુની ધારે:
પ્રિયા, ગયો કાળ પછી રડયામાં શો માલ?

૩૧૯

કદી મારા જીવનની સાંઝ આવી રૂહેશે ઊભી,
અને મારો સૂર્ય ડૂબી જશે છેલ્લી વાર,
રખે મારાં સ્નેહીઓ કો રોતાં મારી પૂઠે આવે,
થતો મારા આત્માનો જ્યાં સૌંદર્યવિસ્તાર!
જગતના પ્રણયીઓ! આવજો વિજયવંતા,
પ્રેમ પાકો પામશે અનંતતાનું રાજ;—
પ્રિયા, મારા દિવસને ઢાકજે તું તારે હાથે,
અને મુજ રાત્રિશિરે દેજે પ્રેમતાજ!

### ૩૨૦

મૃત્યુ કેરાં નખરાંના જેવું આ જીવન લાગે,
　　બધો જાણે બ્હારનો આ દીસે છે દેખાવ;
જગત છે મિથ્યા, તેવું જીવન છે સ્વપ્ન જેવું,
　　જાણે મૃત્યુ-યુવતીના એ સૌ હાવભાવ;
જન્મે જન્મ આવે એ તો જૂનાં જૂનાં વસ્ત્ર પ્હેરી,
　　અંતઃપુરે જાય ફરી ફરી મોહનૃત્ય;
ભલે હોય જીવન આ નખરાં કે સ્વપ્ન જેવું,
　　પણ પ્રિયા, જ્યાં તું છે ત્યાં સ્વપ્ન છે એ સત્ય!

### ૩૨૧

અરે મારા રક્તમાંજ મૃત્યુનું છે બીજ પડ્યું,
　　તેને હું અજાણતાં આ સીંચી રહ્યો રોજ;
લાખો ગાઉ રુધિરની નદીઓ આ દોડી અંતે
　　પ્રેમના પ્રવાહે ભરે હૃદયના હોજ;
એક દિન બીજ એ તો ઉગશે આ ઉર તોડી,
　　ને એ મૃત્યુછોડ ચૂસી રૂંધશે મારો શ્વાસ;
પ્રિયા, ફૂટે ફૂલ ત્યારે ચૂંટી આ મુખ તારૂં
　　સુંઘી જોજે તેમાં મારા પ્રેમનો સુવાસ!

૩૨૨

જન્મ અને મૃત્યુ સૌથી સુંદર મેં જોયાં સદા,
    અનંત એ કાળ કેરા ભેદી જોડબાળ;
જીવનને બંને છેડે અંગુલિ ધરી એ ઊભાં,
    રમ્ય એનાં હાસ્યે રાખે ભૂમિ આ રસાળ;
પ્રેમનો પ્રકાશ એમાં ઉઘડી વિસ્તાર પામે,
    મૃત્યુ પાસે જતાં ખોલે રંગ પર રંગઃ
પ્રિયા, મારા પ્રેમનું શું ત્યારેજ સૌંદર્ય જોશે?
    સ્મરી લે આ જીવનનું વેંતભર અંગ!

૩૨૩

પડતોજ તારો પાડે રમ્ય તેજપંથ વ્યોમે,
    ભાગતોજ મોજો ભારે દાખે નિજ જોર;
તૂટતાજ વાદળા રેલાવે રેલરેલ બધે,
    ઢળતોજ સૂર્ય બહુ તપે છે બપોર;
સુંદર જે દીસે તે તો જીવનના અશ્રુમેઘે
    ઇંદ્રધનુ જેવું કરે ઘડીપળ હાસઃ
પ્રિયા, મારી આંખો આ ઢંકાશે ત્યારે જોજે કેવો
    ફુવારા શું ઊડે મારા પ્રેમનો ઉલ્લાસ!

### ૩૨૪

સૌંદર્યને માટે આત્મા તલસે છે છુપો સૌમાં,
સૌંદર્ય છે જીવનની મોટેરી જરૂર;
આંખ જે આ બતાવે છે આત્માને સૌદર્ય રૂડું,
આંખ તેજ સંતાડે છે તેનું ઉરપૂર;
આંખ તેજ સંતાડે એ આત્માના ઉલ્લાસ મોંઘા,
હૈયે ઊંડી ઢાંકી રાખે આત્માની વરાળ:
પ્રિયા, જેની આંખે ચડી એ તો ટપકાય આજે;
શાને ઢાંકી હશે પ્હેલે એવી પુષ્પમાળ?

### ૩૨૫

ક્હી ક્હી રવિ નિજ ધનુરંગી હંસને તો
લાવી નભમ્હેલે મોંઘાં ખવાડે છે રત્ન;
ખાતાં ખાતાં ડોક એની એવી ફૂલી જાય ત્યાં, કે
તૂટી પડે રહેજે, નહીં ફાવે કો પ્રયત્ન;
ટોળે મળ્યાં વાદળાં એ જોઈ ખરી જાય ત્યાંથી,
રવિ જાય તપી, હિંવા નિરાશે મુંઝાય:
પ્રિયા, તારો હંસ હું આ રત્નો કૈં અસંખ્ય ચરૂં,
તોય શાને ઉર મારૂં ભર્યું ન ભરાય?

३२६

ચંદ્રિકાના કુણા કુણા ખોળામાં પડીને સૂએ
    અરધી આ પૃથ્વી રાતે મૂક ઘડીમાળ,
અને એની નિદ્રા વિષે આનંદના સ્વપ્ન મોઘા
    અહીં તહીં જાગતો કો તારો વણે ત્યાંય ;
અકેલો અકેલો હું એ પડી પડી જોઉં ત્યારે
    સુણી આવે બધા મારા મગજના તાર ;
ક્યાં એ મોંઘી ચંદ્રિકા ને ક્યાં એ ભાગ્યશાળી પૃથ્વી ?–
    અરે પ્રિયા, ભાગ્યહીન મારા સૌ વિચાર !

૩૨૭

અરે પ્રિયા, હું આ આખું વિશ્વ ઘૂમી વળું હામે,
    પણ મને મળે નહીં વસ્તુ મારી એક ;
દિગંત દિગત પૂંઠે ઉવડે અનંત સામે,
    પાતાળ પાતાળ નીચે ખુલે ઊંડા છેક ;
રવિ કેરા કેશ સાથે ખેલતો અધાર ડૂબું,
    ખોળી ખોળી ઉકેલું ત્યાં રજનીની રાખ ;
" એ આ મારી વસ્તુ ! " એમ થાય મને ભાસ, ત્યાં તો
    હાય, માગ ગાન કેરી તૂટી પડે પાંખ.

३२८

બળું બળું થાય બધી ભૂમિ આ બપોરમાહીં,
      વળું વળું જોઉં જ્યા ત્યાં થાય લાલ લાલ;
ઝૂમી રહે ઝાડવા ને ઝૂમતું આકાશ લાગે,
      છાયમા ઉસાસ પશુ ખાય હાય હાય;
હળુ હળુ ગાયો પૂછ નદીમા હલાવે ઊભી,
      વૃક્ષ નીચે ડાગ નાખી પડ્યા છે ગોવાળ:
ક્યાયે ન દેખાય પ્રિયા,–અને જો ન જોઉં એને,
      થશે વીજ, મેહુલો ને વ્યોમ વિકરાળ.

३२૯

જોતા જોતા ગગન આ ઘેરાયું અબોલ ઊંડું,
      દસે દિશ ઊડી દોડે વાદળાના ભૂત;
હૈયે ધપે ધ્રૂજી તેના ભડકા ત્યા જીમ કાઢે,
      ઊંડી વ્યથા ધૂણે પૂઠે બની અવધૂત;
જોતા જોતા ગગન તો વધુ વધુ ઘેરૂં બને,
      મુંઝાતું હૈયુ વધુ રહે નહીં હાથ:
મુખથી બોલાય નહીં: આંખથી જોવાય નહીં:
      ગગન ને હું ત્યા અને રોયાં બંને સાથ!



# કલિકા

પાંદડી સાતમી :

## વિજય

( મુક્તાધાસ છંદ )

૩૩૦

ભર્યો ભર્યો રવિ રૂડો ઉગે ભૂરા વ્યોમમાહીં,
    નર્યો નર્યો તેજનો ત્યાં સિંધુ ઉભરાય;
નવું નવું, મીઠું મીઠું ઉગે બધી પ્રકૃતિમાં,
    પટે પટ તેજે બધું તણાતું દેખાય;
ખર્યો ખર્યો રવિ ડૂબે લાલ પરપોટા જેવો,
    ચાલી જતી દુનિયામા દૃષ્ટિ પામે ઝાંખ:
દિન પણ ગયો, અને સ્વર્ગ પણ ચાલ્યું વ્હેતું—
    રહ્યું છે જે બાણી, પ્રિયા, તેટલું યે રાખ!

## ૩૩૧

પાકલ્લીલા ખેડુતો ને થાકપીળી ધરણીને
મેહુલો સંતોષે કરી રૂડી રેલછેલ:
ખેડુત ને બળદોની ત્રિપુટીઓ ઝૂઝી રહે,—
કોણ એવાં અંતરોની કરશે ઉકેલ!
લીલા લીલા સેરડા, ને લીલાં લીલાં ઝાડવાં, ને
લીલી લીલી ચારના છે લીલુડા સંકેત;
લાખોલાખ ખેતરો આ લીલામાં બેઠીને રાચે:
અરે પ્રિયા, આપણાં છે હૈયાં શું અચેત?

## ૩૩૨

ઊંચા લીલા પર્વતોએ ઊડી સદા મ્હાલી રહેતી,
આવ, મારી પંખીણી! ગા નીચે તારૂં ગાન;
હશે તારા પર્વતોની ઉચ્ચતા ઉલ્લાસમોધી,
જોઈ લે વિશાળતા શી ધારે આ મેદાન!
ઊંચા લીલા પર્વતોને વીંટી લે આ વાદળીઓ,
તોય નહીં પર્વતો એ ડોલે રતિભાર;
આવ, મારી પંખીણી! આ ઝંખતા મેદાનમાંહીં,
જોઈ લે શો ખીલે એના ઉરનો વિસ્તાર!

૩૩૩

સુંદર ઓ પક્ષી ! રૂહે સ્વતંત્રતા શું રક્ષી તારી ?
ગમે ત્યાં તું ઊડે, તું તો છેજ મારૂં તોય ;
ગમે તેવી ડાળી પર બેસી મીઠું ગાન ગા તું,
સર્વે તારા સૂરે મારૂં સંગીતજ હોય ;
મીઠાં મીઠાં પદોની આ આત્મગુંથી દોરી વણી
જકડયું અદશ્ય તેમાં તને સદાકાળ :
ગમે ત્યાં જા, તોય મૃત્યુભૂમિમાંથી પણ તને
ઝાલી લેશે હાથ મારો ફેંકી એજ જાળ.

૩૩૪

સંગદિલ કિનારાને સાગર મનાવવાને
રોજ રોજ તરંગોથી ભીંજે તેના પાદ ;
માથું ઝીંકી આંસુ પાડે, ઉછળે કે ધીમે લાડે,
ઘડી યોભી આવે પાછો બેવડે તે નાદ ;
એક દિન આવશે એ સાગરે જુઆળ એવા,
કે આ ડૂબી જશે ઊંડા કિનારાનાં અંગ :
પ્રિયા, એવા હૈયે મારે આવશે જુઆળ, ત્યારે
જશે તું સમાઈ મારા પ્રેમને તરંગ.

૩૩૫

બહુ બહુ દિન સુધી, પ્રિયા, મેં તો પ્રેમ મારો
 ઢાંકી રાખ્યો હતો ઊંડો હૃદયને કુંડ;
ભય કહે, લજ્જા કહે, કાયરતા ભલે કહે,—
 બાંધ્યો મને પ્રેમેજ આ ઝાડીઓને ઝુંડ;
જીવન ના હતું મારું; જીવન આ મૃત્યુ હતું;
 પણ હવે બંડખોર હૈયું ફૂટે વ્યોમ;
પ્રિયા, તારું નામ હવે ખુલ્લું બધે દિલે છાપુ,
 કે આ હુંમા જુએ સર્વ તને રોમરોમ.

૩૩૬

તળાવને તીરે જોડ આંબના છે ઊભા ઝૂકી,
 ડાળીમા છે ડાળી ત્યા એ બંનેની ગુંથાઈ;
નીચે ન્હાં જળમા તે વાયુપ્રેર્યો ઝૂકી ઝૂકી
 જોય નિજ છાયા રૂડી રહી ઝૂલ ખાઈ;
તળાવને તીરે એમ ગુંથી કરડાળીઓ ત્યા
 એક દિન પ્રિયા ઊભી રૂડેરો મારી સાથ;
ઝૂકી ઝૂકી જોયું ત્યારે ઊંડા જળદર્પણમાં
 ગાલ પર ગાલ અને હાથમાંહીં હાથ.

૩૩૭

તળાવને તીરે, પ્રિયા, જ્યારે કરડાળીઓને
ગુંથી રહેશું આપણે ત્યાં જોતા એકમેક,
પ્રતિછાયા બેવડી ત્યાં જોશું જળદર્પણુમાં,
જાણે જૂદા દેહ સરી ગયા ઊંડા છેક;
અધરે અધર, નેણે નેણ રહે ગુંથાઈ ત્યારે
દેહતણું દ્વૈત જોતજોતામા હું ખોઉં;
પ્રિયા, મારી આખમા ત્યાં જોય માત્ર તનેજ તું,
અને તારી આખે હું સમાયો મને જોઉં!

૩૩૮

સરોવરપાળે એક કબૂતર કેરૂ જોડુ
ચાંચેચાંચ ઘસતું ત્યા બેઠેલું હું જોઉં,
સંધ્યાકાળે ઊઠે મારી આખોમા કૈં ચિત્ર એવા,
જાણે પ્રિયાહોઠે ઊંડા ચુંમનો હું પ્રોઉં;
પ્રિયામુખ સાથે મારૂ મુખ ત્યા ગુથાયું દેખું,
ઊડી જાય દેહ, જોય પ્રાણ એકમેક;
દિશાઓ ત્યા ડૂબે બધી, દેશ કે ન કાળ રહે,
મૌનમાથી પામીએ ત્યા ઉત્તરો અનેક.

૩૩૯

ખેતરો છે ઝૂલી રહ્યાં ભરપૂર દાણાથકી,
　　તૂલ બધું સોનેરી આ દીસે ઠામઠામ;
શેલડીના સાંઠા ઊંચા લીલા-પીળા ડોલી રહ્યા,
　　વાયુના તરંગે હીંચે ઘાસ આ તમામ;
આકાશ તપે છે તાપે, ધરાએ સુવર્ણ પાકે,
　　ભરી ભરી વાગે ઊંડી આબાદીની હાક;
ધરા નિજ પાકને ઉતારવા અધીરી બને:
　　હુંય જોઉં રાહ મારો લણવાને પાક.

૩૪૦

સોનારંગી પૂણી આ શી ભરચ્ક બાત કેરી,
　　દાણે દાણે મોતીડાં શું ભર્યું છે અનાજ;
ભરશે ભંડાર એના ધણીઘેર જશે ત્યારે,
　　રહે એની પગલીએ ખેડુતની લાજ;—
સોનારંગી પૂણી! તારી પગલી બંધાઈ હવે,
　　ધરણીની કન્યા! જગ જોય તારી વાટ;
આવ્યો પરિપાક, તારે અંગે અંગે છાઈ રહ્યો;
　　આનંદે બિછાવ્યા જો આ પૃથ્વી કેરા પાટ!

૩૪૧

નાગલી રતુડી, લીલી બાજરી, જુવાર ઘેરી!
  રણ્યા ન તમારે માટે કશા પ્રતિબંધ;
વેરાયાં સૌંદર્ય મોંઘાં તમારી આ પૂણીઓનાં,
  ક્યારના છે સર્વના એ છૂટ્યા રતિબંધ;
વેરાયાં સૌંદર્ય તે તો ખળાંએ ખળાંએ દીપે,
  સમાયાં છે ખેડુતને અંતરે નિદાન:
નાગલી રતુડી, લીલી બાજરી, જુવાર ઘેરી!
  પ્રિયા શું ન સમજે એ વખતની સાન?

૩૪૨

આવી છે હેમંત: તીખો પવન ને ટાઢ લાવી;
  અન્નના અંબાર ઝૂલે ધરણીને ચોક;
દાણાભર તૂલ બધે ખેતરે કપાય હવે,
  ખળાંમાં થપાય તેનાં કુંદવાંના થોક;
અન્નના અંબાર ઘરઘરના કોઠાર ભરે,
  રૂપૈયા-સોનૈયાતણી દ્વારે મારે છોળ;
આવી છે હેમંત, વર્ષભાવિને હુલાવતી આ—
  પ્રિયા! મારૂં ભાવિ કેમ ડોલે ડામાડોળ?

૩૪૩

પશુઓ ને કામઠાનો સંબંધ કવિએ કહ્યો,
    પુરુષ ને સ્ત્રીનો તેવો સંબંધ છે નેક:
પશુઓ તણાતી પોતે વાળી દે છે કામઠાને,
    તોય તેની આજ્ઞા ધારી રાખે તેનો ટેક;
પશુઓ જો કામઠાને ખેંચે છે પોતાની ભણી,
    તોય તેની પૂંઠે જતી અનુસરે ધીર:
પ્રિયાની જો પશુઓ બંધાય મારા કામઠામાં,
    જોજો કેવું ઊડે ત્યારે વિધિ કેરું તીર!

૩૪૪

રાત બધી વિચારોની હાર સહુ ગોઠવીને—
    કેમ મારી પ્રિયાને હું કહું મારો પ્રેમ;
જાણે દૃષ્ટિ મારી જ્યારે આવી અજવાળશે એ,
    કહીશ હું પ્રેમ મારો એને એમ–તેમ;
પણ એને મળુ ત્યારે સૂર્ય જેવી જોઈ એને
    રજની શું ઝુમ મારી ઊંડેરી ખેંચાય:
હોઠ મારા બાધી લે કો, વિચારો ઉડાવી દે કો;
    પ્રેમ ઊંડું મૌન ધારી બાજુએ મુંઝાય.

३४५

प्रेम मारो બંધનમાં પૂરી રહે વિચારપુંજો,
ત્યારે મારા ગીતની હું માગું સેવા-સાજ;
આછાંપેરાં વસ્ત્રમાં તે જાય એવું પ્રિયા પાસે,
પ્રિયા નહીં પિછાને કે બોલાવે જરાય;
પણ મારું ગીત ધીરે ઉર-ઊંડા સૂર છેડે,
અને શબ્દ પૂછે ગુહ્ય રેલે આત્મતાન:
પ્રિયા ધીમે શંકાઘેરી ઊઠે, અને ઓચિંતી ત્યાં
પ્રથમ દે કાન—અને પછી ઉરદાન!

३४६

અરે મને એવી કોઈ જુગતી જો જગ્યા મળે
સ્વર્ગ સાથે એકલો ત્યાં રૂહેવાને એકાંત,
હૈયું મારું તેની પાસે દેઉં બધું ઠાલવી હું,—
આજે છે જરૂર મને સ્વર્ગની નિર્ભ્રાંત;
વનવન કેરાં વૃક્ષ ઝૂલી રહ્યાં મંજરીએ,
ડોલી રહી ડાળીઓ ને બોલી રહ્યાં પત્ર;
જ્યાં જ્યાં જોઉં ત્યાં ત્યાં ઉર દીસે ઉભરાઈ રહેતાં,
સ્વર્ગથકી જોઈએ શું તે સૌ જાણે અત્ર.

૩૪૭

આવ, મદમાતી મારી રંગમાં રેલાતી ઉષા !
શુક્ર તારો અંધારે આ ભટકે છે વ્યોમ ;
આજે મારી આંખમાં આ તેજ તારાં આંજું નવાં,
સૂર્ય શી જમાડું મહાજ્યોતિ રોમરોમ ;
આવ, લેહેરાતી નભસાગરે હેલાતી ઉષા !
તારલાઓ જોતાં તને ખોય નિજ આંખ ;
જોતો જોતો તને તારે હૈયે સરી જાઉં અંતે,
ઊડી જાઉં છુપો હું સમાઈ તારી પાંખ.

૩૪૮

ઉઘડ્યા આકાશ ત્યાંથી કુમળા પ્રકાશ આવે,
પૂર્વ કેરાં દ્વારખડી રેલે સોનારેલ ;
ઉઘડ્યાં છે બારણાં ત્યાં પગલીઓ પાડી કુંળાં
બાળસૂર્ય આવે વાધી ફૂલભરી વેલ ;
ઉઘડી છે કુસુમોની કળીઓ ચમકતી ને
ઉઘડ્યા છે પંખીડાંના કંઠ રસભોગ ;
કોકિલા ટહુકતી ત્યાં પ્રિયાને બોલાવે જ્હાર :
ઊડ, મારી પ્રિયા, રસે ભર આ ભૂભોગ !

## ૩૪૯

તળાવને તીરે બેસી એક દિન પ્રિયા મારી
હંસ અને હંસીતણા જોતી રહી ખેલ;
ઓચિંતો ત્યાં જતાં, બધું જોઈ મેં તો હામ બીડી,
પૂછ્યો એને જીવનનો પ્રશ્ન એ સુવેળ:—
હંસી જો ન માને તો આ હંસ અંતે દૂબી જશે;
બોલ, તું શું ચાહ્ય?-ત્યારે પ્રિયા બોલી ત્યાંય,
"હંસ જશે હારી તો આ હંસી સારી લાજ ખોશે,
કાયર જે થાય તે શું પ્રીતમ કહેવાય?"

## ૩૫૦

સીમા છે તળાવને ને સીમા હંસધૈર્યને યે:
કેમ નહીં સમજે એ હંસી તેનો હાલ?—
પ્રિયા કહે, "હંસમાં જો હામ હોય તો તે એને
ચાય મારી પૂછી શકે પોતાનો સવાલ!"
મેં ત્યાં કહ્યું, હંસ ભલે દુબે કે એ હંસી માને—
પણ તારો હંસ લે આ પૂછે, કહેની તુંજ,
દૂબું તો તે તારે માટે, જીવું તો તે તારે માટે,
બોલ, થશે મારી?-પ્રિયા કહે, "હું તો છુંજ!"

૩૫૧

પ્રિયામુખમાંથી ટપકાયાં એની હાનાં અમી,
ત્યારે મારો આત્મા જાણે કૂદ્યો સ્વર્ગપાર ;
હૈયે હૈયાં મળ્યાં ત્યારે સુખે સુખ મળ્યાં મીઠાં,
ભૂલી ગયાં બંને બધા પ્રેમના ઉચ્ચાર ;
પ્રેમના ઉચ્ચારમાં તો "પ્રિયા, પ્રિયા," "વ્હાલા, વ્હાલા,"
દિવ્ય પ્રેમદેશમાં શું બોલે વાણી રંક ?
કવિતા છુપાઈ દૂર, પ્રિયા યે લપાઈ ઉર—
ચૂપ, વાણી, ચૂપ, તારા ખૂટ્યા હવે અંક !

૩૫૨

વસંતના આગમને કોયલ ટહૂકે પ્હેલી,
અને વને વને ઊડી માધુરી રેલાય ;
પ્રિયાને મેં કીધું જ્યારે ચુંબન પ્રથમ મીઠું,
થઈ અણુ અણુ મીઠી પ્રિયાતણી કાય ;
અમી એને હોઠે હતું, કે કો દેવે દીધું ત્યાંજ,
કે આ મારા હોઠે ખોલ્યાં અમીનાં તળાવ ?
પ્રિયા, તેં તો ચખાડી એ મને અમીચોર કીધો ;
હવે તો લૂંટારો બનું તોપણ નિભાવ !

### ૩૫૩

પ્રેમ કેરાં ચુંબનોના રાખે છે હિસાબ કોણ ?
સમુદ્રનાં મોજાંને કો ગણી શકે કેમ ?
અજાણ્યો રે તોય પૂર્વે લાખોની ગણત્રી કરી
કસી જોતો મારૂં અંકગણિત હું એમ ;
પણ એક વેળા પ્હેલા ચુંબનનો આંક પડ્યો,
પછી નાવ્યું મારૂં અંકગણિત કો કામ :
પ્રેમ કેરાં ચુંબનોના કરવા હિસાબ, એ તો
કસી કસી જોવું બીજગણિત તમામ !

### ૩૫૪

હસી હસી ઉષા દિનઉરમાં લપાય ઊંડી,
દિન ઊંડી ઝગી નમી સંધ્યામા સમાય ;
સંધ્યા પાંખો વીંઝવીને સરી જાય રાત્રિઉરે,
રાત્રિ ટમટમી પાછી ઉષાઉરે છાય ;
ઉષાથકી ઉષા સુધી દૃશ્ય આ સમાય વિશ્વે,
વિશ્વ એ સમાય વિભુઉરમા અનંત ,
અમારા આકાશ પણ એવા ત્યા સમાયા ઊંડા
પ્રભુના આશિષ સદા રહો વરસંત !

૩૫૫

લાંબા લાંબા દિવસો ને લાંબી લાંબી રજનીઓ
    પળે પળ લેતાં મારી ધીરજનો ભોગ;
જરા જરા ઠંડના ને ભર્યાં ભર્યાં માધુર્યમાં
    જગત આ લાગ્યું ખરે જીવવાને જોગ;
માસ પછી માસ વહ્યો, દિન પૂંઠે દિન ગયો,
    ગયા થોડા દિન, પછી આવી ઊભી કાલ;
કાલ પણ ગઈ, અને પ્રિયા મારી થઈ આજે:
    સાંઝથી હું ઝંખી રહ્યો પ્રિયા કેરી ચાલ!

૩૫૬

ઘડીકમાં મીઠી મારી રાતલડી આવશે ને
    દેશે જો દીપાવી બધી ધરણીની સેજ;
ધીમે ધીમે હૃદયના તારા એના ખુલ્લા થશે,
    ભરી દેશે મારી આંખે રૂપારેલ્યાં તેજ;
ઘડીકમાં નીંદરશે મીઠી મારી રાતલડી,
    તારલા મીંચાશે પાછા ઉરમાં સમાઈ:
થોભજે પ્રભાત! જરી થોભજે દિગંતમાંહીં,
    સ્વપ્ન કૈં અનંત રહેશે મીઠીના લંબાઈ!

૩૫૭

અનંત આ કાળ જે દેખાય તેને દાબી દાબી
ભરી રાખી જાણે કોઈ એક પળમાંય,
તો તે એક પળને યે તાર જેવી ખેંચી ખેંચી
અનંતતા જેવી લાંબી કરી જાણે ત્યાંય;
પ્રભુની જે પળ તે આ દેખાય અનંતતા શી,
વિશ્વ તો આ જાણે એનું ફૂટયું અભિમાણ:
પ્રિયા કેરા પ્રેમની યે અદ્ભુત છે શક્તિ, પણ
છે શું એને મારી અધીરાઈનું પ્રમાણ?

૩૫૮

પ્રભાતકુમારી અહીં ઘડીકમાં આવશે ને
વીણી લેશે તારા બધા પાલવની માંહ્ય;
આવ, પ્રિયા, આવ, મારા તિમિરની જ્યોતિ, આવ,
તિમિરના ડેરા જ્યાં આ ચોપાસ લંબાય;
આવ, પ્રિયા, આવ, મારા હૃદયનું રક્ત તું તો,
તિમિરના ડેરાઓનું તારે છે શું કામ?
છે આ મારા હૃદયનો કિરમજી ડેરો તારો,
આવ ને ઉઘાડ તેનાં તેજ તું તમામ!

૩૫૯

ઓ આ આવે પ્રિયા, અહીં આવે એ તો મારી પાસે ;
કેમ મારી પૃથ્વીનું હું દેખાડું આ સ્વર્ગ ?
પડે અને ઉપડે છે હસુપસુ પગ એના,
પદે પદે એના જાણે ઝરે રવિભર્ગ ,
ઓ આ આવે પ્રિયા , એની ભમ્મરોની ક્રિયા ચાલે ,
સંકોચાતા ચક્ષુ ભરે લજ્જાતણું પૂર ,
પેખી જાણે પારકું કો પાંપણો મીંચાય, તોય
હુંજ એની આંખનું છું જીવન ને નૂર .

૩૬૦

ઘેરા ઘેરા ઘુંઘટ આ રાત્રિએ ઉતાર્યા નીચે,
તારે સારૂ બાંધ્યો ચારૂ ચંદરવો આજ ,
દીવાળી શી દીપિકાઓ લાખો એમાં ટાંગી દીધી,
પડે તેજ મંદ ત્યાં, એ શોભાનો છે સાજ ,
આવ, પ્રિયા, આવ એવી મોંઘેરી આ રાત્રિમાંહીં,
જઈશું દટાઈ ઊંડાં સ્વપ્ન કેરી પાંખ
સ્વપ્ન પડે સાચાં ત્યારે અંધારાં પ્રકાશ નાખે,
આવ, પ્રિયા, આવ બધું વિશ્વ મીંડે આંખ '

૩૬૧

પ્રેમપાંખે ઊડશું આ આછેરા અંધારમાંહીં,
　　પ્રિયા, કરે આપણાં આ હૈયાં એક ગાન ;
એક ગાન, એક તાન, એક સ્વપ્ન, એક પ્રાણ—
　　અદ્વૈત એ આપણું ત્યા ભેટે અંગભાન ;
ભેટે અંગભાન, પછી ઊડશું ત્યા એક આત્મે,
　　રેલશે સહસ્ર સૂરે હૈયાનું સંગીત ;
પ્રિયા, તારા-મારા ફેરાં સરી જશે પટ બધા ;
　　જોની, પ્રેમ પાસે નથી પ્રભુ પે અજીત '

૩૬૨

પ્રિયા, આજે આપણા આ પ્રેમની અનંત ઘડી
　　પ્રભુપળ જેવી રહો અનંત લંબાઈ;
કોટિ કોટિ જ્યોતિ તારે અંતરે છવાઈ ઊંડી,
　　તેને જોતા ભૂલું બાહ્ય વિશ્વની વડાઈ;
અંધારાની દોરી ખેંચી અણુમા સમાઈ જશું,
　　કે એ દોરી છોડી તેને કરશું વિરાટ :
પ્રેમમા સમાય તેજ પ્રભુમાં સમાય, પ્રિયા,
　　પ્રભુમા સમાય તેજ ખરી વિશ્વવાટ.

૩૬૩

ભરી દુનિયાનાં દુઃખ હૃદયને લાગતાં તે
    પીગળી છે ગયાં બધાં સંધ્યાતણી સાથ :
ખાળના ને ખોળતા જે સૂર્ય ચંદ્ર દેખાતા તે
    સોના રૂપા ફૂલો કેરી થાળો ધરે હાથ ;
રાતે તારા કોટ કોટિ ભાલા નિજ ભોંકતા તે
    આજે જાણે રક્ષે મોંઘી આપણી આ રાત :
આવ, પ્રિયા, આવ! બધું જગત વિરામી ગયું ;
    રહ્યાં માત્ર આપણે : જો, હસે જગનાત'

૩૬૪

સતતવસંત કેરા ઝુમ્કા શી આવી ઊડે
    વર્ષે વર્ષે વસુધામાં સર્વ આ વસંત :
રોજ રોજ ઉઘડે ને ઘડીમા વિલાય એવાં
    હાસ્ય પથરાય કો પ્રભાતના અનંત ;
સતતવસંત જેવી, અનંતપ્રભાત જેવી,
    અમરપ્રિયા શી તું, ઓ પ્રિયા મારી, આવ'
અધુરાં ના હાસ્ય કે ના અધુરા પ્રકાશ દેતી,
    અમર આ પ્રેમે લેવા અમર છે લ્હાવ!

૩૬૫

આવે મારી પ્રિયા, અર્ધજાણી કે અજાણી જેવી ;
હૈયે એને ઊઠે કેક અણુલહ્યા ભાવ ;
સખીઓએ કંઈ કંઈ કહી એનું ઉર ભર્યું,
સંભારી તે ચૂમે સુખ રતનજડાવ ;
સંભારી તે કંઈ કંઈ કલ્પનાઓ સરે આંખે,
રાંક જેવી બને, થાય ગાલ લાલ લાલ ;
માળામાં ઉતરતી કો પંખીણી શી પ્રિયા અંતે
ઊંચે કર ધરી મારે કંઠે પડે માળ!

૩૬૬

જોજો, વિશ્વબંધુઓ! એ પ્રભુની અનંત સૃષ્ટિ!
થોભી જજો જરા અહીં જતાં તમ વાટ!
પ્રભુનું નવીન પર્વ આજે ઉજવાય પાણું,
ઉતર્યાં છે અણુમાં જે પ્રેમ છે વિરાટ ;
ઉતર્યાં છે અણુમાં તે પ્રભુતા તો પ્રેમ કેરી,
કીકીમાં સમાઈ જાય જગત તમામ :
પ્રભુતણી મ્હેર હજો, જગે લીલાલ્હેર થજો...
(ચાલ મારી પ્રિયા, મારી કલિકા...) પ્રણામ',...



# કલિકા

## વિદાયગીત

( મુક્તધારા છંદ )

૩૬૭

જાઓ, મારા ગીત, હવે ઘરની શી પ્રીત આંવી;
    જવું રણે દૂર તે તો શૂરની છે રીત,
જાઓ, હવે આપણું આ થયુ છે પ્રભાત પૂરૂ,
    જાઓ, હવે જગતમા ઘૂમી રહો અજીત.
હૃદયના રુધિરનુ એકેએક ટીપુ મારૂ
    કરે તમ મશ્ગેક શુ ઝગી રહ્યુ પૂર:
જગત આ હૃદયને ભૂલી જશે—ભૂલવા દો,
    જાઓ, મારા ગીત, ઝગી રહો પૂરનૂર '

૩૬૮

જાઓ, મારાં ગીત, જે છે ગાયાં તે તો ગાયાં કાલે,
રહ્યાં અણગાયાં તેની ચિત્તમાં બિછાત;
અધુરી રે અધુરી આ આજ એવી આંકું ઉરે,
મધુરી રે મધુરી છે કાલ કેરી વાત;
અધુરી જે હશે તે તો થશે તપી તપી પૂરી,
મધુરી જે છેજ તે તો રૂહેશે સદાકાળ:
જાઓ, મારાં ગીત, હવે જગતનાં થાઓ પૂરાં,
સૂરે સૂરે પૂરે જેથી જગત એ તાલ.

૩૬૯

જાઓ, મારાં ગીત, કદી વાય વાયુ બેસુરા તો
તંબુરો ના ભૂલે જૂના આનંદનો ગર્વ;
જીવનના તારે તાર તાણી તાણી કરી જોયા,
મધુરા ને પૂરા એના ઊડે સૂર સર્વ;
જગત જો પૂછે, શાને રડો શાને હસો તમે,
કહેજો, રડે દેવા દેખી આજનો આ હાલ;
કહેજો, મારાં ગીત, આવું હાસ્ય કરી જાણો, કાલે
આખો આ તમારી જાણે આવતી તે કાલ!

## ૨૭૦

જાઓ, મારા ગીત, મારા હૃદયની કૂંજ વિષે
    ન્હાના પંખીબાળ જેવા તમે બહુ કાળ,
જગત શું જાણે કેના ધગતા કપાળ નીચે
    વિચારો ને કલ્પનાની ચાલતી ધમાલ!
વિચારો ને કલ્પનાના બીજ આ તમારા આજે
    ખીલી રહ્યા રૂડા ને શોભાવે તમ પાંખ,
હવે તો આકાશે કમો ઊડણું તમારાં મોંઘાં
    જાઓ, મારા ગીત, હવે ઠારો જગ-આંખ!

## ૨૭૧

સૌન્દર્યની દેવી અહીં આવી સ્વર્ગવાટિકાથી,
    તેને જોવા આવ્યા પૂરે સુર ને સુરેશ,
દિશાઓના દેવ દિશદિશથકી આવી અહીં
    આપી ગયા પ્રેમ કેરા મોંઘેરા સંદેશ,
અતીગ ને અધુગ આ સૂર્ય ચંદ્ર તારાઓના
    દોડી દોડી આવ્યા અહીં આશાભર પ્રાણ,
જાઓ, મારા ગીત, બધે ભીડ છે બરા બારે
    જાઓ, વગાડો મારી કલિમાની બાસુ!

૩૭૨

જાઓ, મારાં ગીત; હતી પાંખો તમ નાની ત્યારે
    દેખાત આકાશ અને તારા દૂર દૂર;
ઝાડની કો ડાળખીએ કે આ મારી ઝૂંપડીએ
    બેસીને એકાંતે તમે ગાયા મીઠા સૂર;
હવે તો આકાશ અને તારા યે દેખાય નીચે,
    પામ્યો વિશ્વપાર તમ પાંખો આ પ્રવેશ;
દેવોએ છે દ્વાર નિજ દિશે દિશ ખોલી દીધાં:
    જાઓ, મારાં ગીત, વ્હોળા પ્રભુના છે દેશ!

૩૭૩

જાઓ, મારાં ગીત; બધુ મધુરું મધુરું લાગ્યું,
    હતું ગઈ કાલે તે, શો તેનો અફસોસ?
મધુરું જે લાગ્યું તે તો પ્રભુએ દીધેલ હતું,
    અધુરું જે દીસે તેમાં હશે દૃષ્ટિદોષ;
લાખોલાખ દુખોએ જે મથન દેવાના માડ્યા,
    તેની કટુતાએ આપ્યા અમૃતના ઓપ;
કટુતા તો હો મારી: મધુરતા હો તમારી.
    જાઓ, મારાં ગીત, આપો આનંદ અમોઘ!

૩૬૪

આકાશના તારાઓને ખાંડણીમાં ખાંડી ખાંડી
    કળાથકી કાઢ્યું સર્વ તેજનું યે તેજ ;
સાગરોનાં વારિ નભચાળણીમાં ચાળી ચાળી
    અમીનું યે અમી મોંઘું ગાળ્યું ઉરે એજ ;
હૃદયનાં અમૃત ને આંખનાં છે તેજ લીધાં,
    ઘુંટી ઘુંટી એકરસ કીધાં અહીં આજ :
જાઓ, મારા ગીત, એને ચખાડો જે ચાખી જાણે,
    રાખી જાણે રસ એનો એવી પ્રિયા કાજ !

૩૬૫

કથાઓ ને આખ્યાનોને કીધાં જૂના કવિઓએ
    અમુક પ્રસંગે ગાવા વાંચવાને કાજ ;
કોઈ નવરાત્રિમાં તો કોઈ ચાતુર્માસ માટે,
    કોઈ હોળી દીવાળીએ રીઝવે સમાજ ;
વર્ષભર ગાવા માટે, આનંદે ઝુલાવા માટે,
    ત્રણસેં ને પાંસઠ છે દિનનાં આ ગાન :
જાઓ, મારાં ગીત ! વિભુવ્હાલી ગુજરાતે રાચો,
    પામો જગે રસિયાંથી અદલ પિછાન !



# સૂચી

## ( પહેલી લીટીઓની )

કડી

કડી

કડી

કડી

# શુદ્ધિપત્રક

| | | | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| મુખપૃષ્ઠ | ૧૦ | લીટી | ૧૩ | રુધીર | રુધિર |
| " | ૧૩ | " | ૨૦ | છુ. | છું. |
| " | ૧૬ | " | ૧૫ | તેઓ | તેઓએ |
| " | ૨૩ | " | ૮ | આવતા | આવતાં |
| કડી | ૪ | " | ૮ | ફડાવે | ઉડાવે |
| " | ૫ | " | ૪ | દેવળોને | દેવળો ને |
| " | ૨૩ | " | ૬ | વસર | વિસર |
| " | ૨૫ | " | ૧ | આવષ્યમા | ભવિષ્યમા |
| " | ૭૩ | " | ૬ | સિન્ચ્યો | સીંચ્યો |
| " | ૨૫૨ | " | ૨ | અહિં | અહીં |

---